# ખોરશેદનામુ

યાને

## ખોરશેદ—તેની જાહોજલાલી, તેની ખુબી, તેના મહીમા, તેની કીર્તિ.

(જુદાં જુદાં પુસ્તકો ઉપરથી શોધ કરી સંગ્રહ તથા તરજુમો કરનાર)

દીનશાહ દાદાભાઈ દોરડી,

માજી દીનશાહ બ્રધર્સ, કેમીસ્ટસ-કરાંચીવાળા,

તે

આતશની ખુબી વીશે મળેલાં જુદાં જુદાં લખાણો, ઝેરી-જાનવરોના ડંખના તાત્કાળિક ઇલાજોના

કર્તા.

---

૧૯૧૩

---

રચનાર તથા પ્રગટ કરનાર—દીનશાહ દાદાભાઇ દોરડી ઓટ, નવસારી.

રૂસ્તમ ન. વાછાગાંધીએ "સાંજ વર્તમાન" પ્રેસમાં છાપ્યું.
નાં૦ ૨૨—૨૪—૨૬, મીન્ટ રોડ, કોટ, મુંબઈ.

# ફરેદુન અને બરજોર.



## મલબારીજ સુખડના વેપારી,

પ્રીનસેસ સ્ટ્રીટને નાકે ધોબીતલાવ,

મુંબઈ.

---

હમારે ત્યાં ચોખ્ખું મલબારીજ સુખડ, લોબાન, અગર, તેમજ અગરના આંગળીઆં નવસારીની મજબુત થોકદાર કુસ્તી, નારા, જરમણ સીલવરના વાસણો, અશો જરથોશ્તસાહેબની સબીઓ, શેહનશાહી અવસ્તાની કેતાબો તેમજ ખાસ કરી દસ્તુરજી સાહેબ દીનશાજી જીવનજી ગરડાની દેખરેખ હેઠળ છપાયલી તમામ કદીમ ખોરદેહ અવસ્તા મળશે. હમો ખુદ માહીસોરથી આયાત થયલાં મલબારીજ સુખડનો જથ્થો રાખ્યે છીએ અને હમો તેની ગેરેન્ટી આપવા તૈયાર છીએ.

# દીબાચો.

આ પુસ્તકના કર્તાને પ્રસ્તાવતા એવણના પોતા કરતા એક મરહુમ ભલા સાદા અને એકમાગીં અથોરનાન ના બેટા તરીકે હું એવણને વધારે ઓળખું છું. એવણના પોતા સાથે હું સંબંધમાં આવ્યો છું તે કરતાં તેવણના પિતા, મરહુમ એરવદ દાદાભાઇ ખરશેદજી દોરડી સાથ હું વધારે સંબંધમાં આવ્યો હતો. આ મરનાર અથોરનાન સાહેબ પોતાના પેશાના કામથી પરવાડી ફરસુદનો વખત પારસી ધર્મ તવારીખ, સંસાર વિગેરેના ગુજરાતી વાંચણમાં ગુજારતા હતા. તેમ ગુજારી તેના પરીણામ તરીકે તેવણે પારસીઓની તવારીખ વિગેરેને લગતી હકીકતના કેટલાંક પુસ્તકો છપાવ્યાં હતાં. આ પુસ્તકના કર્તા મી○ દીનશા દાદાભાઇ દોરડી, પોતાના પિતાનો અભ્યાસનો શોખ ધરાવે છે.

આ પુસ્તક અને એવાં બીજાં પુસ્તકો આપણને કુદરત ઉપરથી કુદરતન ખાવીંદ ઉપર લઇ જાય છે. ખુદાની હસ્તી બાએના આકીનનો સવાલ બાજુ રાખીએ તો, તે સાહેબની હસ્તીની શાબેતી માટે વિદવાનો જે કેટલીક દલીલો રજુ કરે છે, તેમાની એક તે છે કે જેને "રચના ઉપરથી સાર કાહડેલી દલીલ" (Argument from Design) કહે છે. તેવી દલીલ માટે કુદરતનો અભ્યાસ ઘણીક બાબતો પુરી પાડે છે.

ઘણાક ધર્મો ખુદાને પીછાણવા બાબે, ખુદાને જોવા બાબે બોલે છે. તેવી પીછાણ યા દેખાવ માટેનો સવાલ કે "ખુદા કયાં છે"? તેનો તરેહવાર રીતે જવાબ અપાય છે. તેમાં એક આ છે કે, ખુદા બે જગ્યાએ છે. (૧) એક ઉંચે આકાશમાં અને (૨) બીજે આભારી જીગરમાં. આ બે જગ્યાઓમાંથી પેહેલી જગ્યાના સંબંધમાં વિચાર કરવા માટે આ પુસ્તક કેટલોક ખોરાક પુરો પાડે છે. ઘણાક પુરાણા કાળથી અસલી (primitive) માણસ ખોર્શેદ તરફ પોતાના ઘણાક ઇશ્વરી ખ્યાલો માટે, પોતાના ભકિત ભાવ માટે જોતો આવ્યો છે. આ સબબે ખોર્શેદની સેતાએસ, ઘણીક પુરાણી પ્રજાઓમાં, તેઓની સેતાયશ પોથીઓમાં અગતનો ભાગ લેતી આવી છે. હાલના જેમ પુર્વ ભણીના તેમ પશ્ચીમ ભણીના મુલકોમાં પણ તેવી સેતાયશની ઘણીક બાકી રહેલી નીશાણીઓ તેઓના પુરાણાં બાંધકામોના ખંડીયરોમાં આપણે જોઇએ છીએ. ખંડીઅરો ઉપરાંત, તેઓની પુરાણી ક્રિયાઓ અને પુરાણા રેવાજોમાં પણ આપણે તે જોઇએ છીએ. દાખલા તરીકે, પશ્ચીમ ભણીની દુન્યામાં મોટે ભાગે ફેલાયલા હાલના ખ્રીસ્તી ધર્મની જાણીતી નીશાંણી ખુદ ક્રોસ (Cross) બાબે કોઇક વિદ્વાન આપણને કહે છે, તે એક રીતે એ ધર્મ સ્થાપનાર પેગામબર જીઝસ ક્રાઈસ્ટની આગમચ જણાયલો હતો અને તે ખોર્શેદની સેતાયશની એક બચી રહેલી નીશાણી છે. હીંદી સ્વસ્તીકા, જેની નીશાંણીથી આપણા હીંદુ ભાઇઓ પોતાના દીવાલીના ચોપડાઓ શરૂ કરે છે, તે એ ક્રોસનુ એક જાતનુ બીજું રૂપ છે.

એ ઉપરાંત વળી હાલના જુદા જુદા ધર્મોના ભણતરો અને લખાણોમાં આપણે, કોઇક મુળ બાબતોમાં તેઓ જુદા હોવા છતાં એક પ્રકારની ખોર્શેદ આરાધનાના ગાયણો જોઇએ છીએ. આપણી ખોર્શેદની નીઆએશમાં ખોર્શેદની આ પ્રકારની એક સ્તુતી છે કે ખોર્શેદની રોશનીથી આવા આવા ફાયદાઓ થાય છે અને તે નહી પ્રકાશે તો આવા ગેરફાયદા થાય. આવી સ્તુતીની યાદ આપણને અંગ્રેજી (Book of Hymns) ની ૧૦૪ થી 'હીમ'થી મલે છે. ઇજીપશીઅનોમાં (Akhnotri's Hymn) ને નામે જણાયલી 'હીમ' છે, તે એવું ખોર્શેદની સ્તુતીનું ગાયણુ છે. પ્રોફેસર મેક્ષમુલરના એક પુસ્તક (Comparative Mythology) નો ડા. પામરનો દીબાચો, આ ૨૦ મી સદીની ખોર્શેદની સેતાયશ માટે ઘણાક તત્વો રજુ કરે છે.

મીલટનની પેરેડાઇઝ લોસ્ટ (Paradise Lost) ના ત્રીજા પુસ્તકની શરૂઆતનો ભાગ હીંદુ ગાયત્રીની માફક એક પ્રકારની ખોર્શેદની સેતાયશ રજુ કરે છે, જે ગાયત્રીની સાવીત્રી તે જાણે યુનાની ફીબસ (Phœbus) નું બીજું રૂપ છે.

આપણાં ઇંગલાંડના રાજાઓની તાજપોશી (Coronation) ની ક્રિયા વ્હીકમાં જાણે ખોર્શેદની સેતાયશે જગ્યા લીધી છે. આર્ચબીશ્પ ઓફ યોર્ક ક્રીયાની સેવટે રાજા રાણીને કેટલીક શીખામણ અને દુઆ દે છે તેમાં એક આ છે.

"The Lord God Almighty...............Established Your Throne in righteousness, that it may stand fast for ever more like as the *sun* before Him and the faithful witness in Him."

કુદરતમાં અને કુદરતનાં એક બુલંદ પદાર્થ તરીકે ખોર્શેદમાં આપણે અહુરમજદનુ પ્રગતી રૂપ (manifestation) જોઇએ છે અને તેમ જોઇ આપણે તેને નીમાજ જાહેર કર્યે છીએ. ઉપલી દુઆમાં ખ્રીસ્તી આર્ચબીશ્પ પણ આવોજ વિચાર જાહેર કરે છે.

આ સર્વ પ્રકારની ખોર્શેદની સેતાયશ જાણે કુલ જગતમાં વ્યાપી રહી છે. જેમ થોમસન અને ઉવર્ડસવર્થ જેવા કવીઓ તેની સીફત ગાય છે તેમ ટીન્ડેલ જેવા કુદરતી વિદયાના શાસ્ત્રીઓ એની સીફત ગાય છે.

આવી સીફતવાળા સુર્યની સીફતનુ આ પુસ્તક આવકારદાયક છે. તેની સીફત કરનાર આ ગ્રંથ કર્તાની મેહનત સ્તુતી પાત્ર છે. ખુદા કરે ને આવી સ્તુતિના કોઇક અવાજ યા અવાજો ઘણાકોના મનના ભકિત ભાવને સંતોષ આપે અને ઉલટ આપે.

**જીવનજી જમશેદજી મોદી.**

ચકાલા, અંદેરી,
તા૦ ૧૭ મી ઓગસ્ત ૧૯૧૩.

# આ કેતાબ તૈયાર કરવાનું કારણ.

આ ખોરશેદનો વિષય લખવાનું તેના કમતરીન કર્તાને કેવા સંજોગો વચ્ચે સુઝ પડયું તે સ્યાણા વાંચનારની રહેમ નજર આગળ રજુ કરવાની ખાહેશ થાય છે.

નાનપણથીજ માણસજાતની દોસ્તી કરતાં કુદરતની દોસ્તીમાં તેનું મન લીન થતું હતું. નાદાન વયના જુવાન સોબતીઓ સાથે સાથે ઢીંગા-મસ્તીમાં રોકાવા કરતાં, અને ખાલી ધમરચક્રી મચાવવાની છોકરવંદી હીલચાલોમાં ભાગ લેવા કરતાં કુદરતી દેખાવો જોવાને, ઉગતા આઠમતા સુર્યના અતિશ્ય ચકચકીત શોનેરી કીરણો તરફ મોહી પડવાને, તેનાથી ઉત્પન્ન થતા આકાશના રંગબેરંગી દેખાવોમાં મજા લેવાને, ખેતરોની લીલોતરી અને ચરંદાપરંદાને ઉડવાના કામો તરફ દીલ આપવાને, પાણીના પારદર્શક ચશમાઓ જોતા ઉભા રહેવાને તેમજ ખુલ્લી હવામાં એકાંત ફરવા હરવાને બહુજ પસંદ હતું. એ ઉપરાંત જ્યાં જ્યાંબી શાહનામાના વાંચણો થાય ત્યાં ત્યાં નિયમીત હાજરી આપી બાપોકાર રીતે વાચતા "વાંચણ કર્તાના" દરેક બોલો જાણે ભેજાંને ખુશાલીનો ખોરાક પુરો પાડતા હતા. પાછળથી અરેબ્યન નાઇટ્સ અને વાર્તા વાંચવાના શોખ તરફ મન જરા ઢળ્યું તો ખરૂ. એટલામાં મારા મરહુમ પીતાજી એરવદ દાદાભાઇ ખરશેદજી દોરડીની બનાવેલી જરથોસ્તી ધર્મની મોતેબરી નામની કેતાબની ૨ જી ને ૩ જી આવૃતી બહાર પાડવાનું કામ સેવકને સોંપાયું. એ બંને આવૃતી મળી લગભગ ૫૦) પાના રોયલ ઓકતેવો સાઇઝના લખાણનો તેમાં ઉમેરો થયો. આ માટે જેટલું અંગ્રેજી લખાણ મળતું તેની નોંધ કરી ઉતારી લેવામાં આવતું, પાછળથી તેનો ગુજરાતી તરજુમો કરતો હતો. આ કામે સેવકનુ દીલ સાહીત્યના શોખપર લગાડયું. અત્યાર સુધીમાં વાર્તા વાંચવાનો તેમજ એકાદ બે નાટક જોયલા તે બાબેનો સર્વ શોખ એકદમ નાશ થયો. તેઓને જાણે સેવકે છેલ્લી સલામ કીધી. આ ધરખમ ફાયદા માટે મારા મરહુમ મુરબીજીનો મારે ઉપકાર માનવાનો છે. પણ આ ફાયદો થયો તો ખરો પણ સાથે લાગો સેવકના અંદર રહેલા કીર્તિ મેળવવાના લોભનેબી જડમુળથી ઉખેડી નાખતો આવ્યો! બનાવ એ બન્યો કે આ કે જરથોસ્તી ધર્મની મોતેબરીના મુળ અંગ્રેજી લખાણો સેવક પાસે હતાં તેની કેતાબ અંગ્રેજીમા કાઢી ૨૧–૨૨ વરસનો જુવાન ગ્રંથ કરતા બનવાની સેવકને અતિ ઘણી કહોની કે ત્રિવ્ય હોંસ હતી! પણ નોકરીના સંજોગો સર દેશાવર ભોગવટો થવાને લીધે મારા મરહુમ પીતાજીની સલાહથી તેના (Manuscripts) બીજાઓને સોંપાયા. જેઓએ પાછળથી તેને પુનર જન્મ આપી બે સ્વરૂપ ધારણ કરાવ્યાં! એવી રીતે સેવકની રાતદીવસની ત્રણ વરસોની મહેનત ફોકટ જવાનો દુખનો ચટકો અતીશ્ય લાગો. ગ્રંથ કરતા થવાની અતિષ્ય હોંસે તેના પ્રતિફળ તરીકે અતિશ્ય નીરાશી પકડી અને ફરીથી કાંઇબી મહેનત કરવાને અને ફોકટ વખત ન ગુમાવવાને મન હઠ લઇ બેઠું તો ખરૂં. પણ હમેશાં એક વીચાર કીધો હોય તે ઉતાવળે કરતાં અને તેજ પ્રમાણે ચાલવાની હઠીલાઇ વાપરતાં નુકસાનજ થાય છે માટે ડહાપણનો વિચાર આડે આવી મનને

સમજાવવા લાગયો કે ભલા ભાઈ હાલે તો હજુર જીંદગીની શરૂઆત થઇ છે અને ભવિશ્યમાં જો જીવતો રહયો તો ઇશ્વર ઇચ્છા શી છે તે કોણને ખબર? માટે ઉઠ ને ધીરજ ધર! નવા ખેતરો શોધ! હવે આગલી વખાણ યાદ કરતાં એવો વીચાર થયો કે મારે હવે The Praises of Nature sung by various Philosophers and Learned Men" એટલે જુદા જુદા ફીલસુફો ને વીધ્વાનોએ ગાયલી કુદરતની વખાણો નામનું એક પુસ્તક તૈયાર કરવું! તુરતજ આ મારી અસલથી માનીતી બાબત સેવકે હાથ ધરી અને તેના મુળ ફકરા અંગ્રેજીમાં લખી કાઢયા. એમા આતશ, સુર્ય, ચંદ્ર, સેતારા, પાણી, પર્વત, કુદરતી દેખાવો, ખોદાની ખોદાવંદી વીગેરેનો સમાવેશ થયો. આ કેતાબ વારંવાર વાંચવામાં સેવકને મજાહ પડતી હતી. એણેજ મારૂ મન રોકી રાખી મુકયું હતું! પણ વળી વીચાર આવ્યો કે લાવની ફુરસદને વખતે તેનો ગુજરાતી તરજુમો પણ કરી રાખું કે એકતો મન ભલા માણસોના ભલા વિચારોમાં હમકાર થાય અને વળી બીજું જો સંજોગ મળે તો છપાવી બહાર પાડી તેનો લાભ ગુજરાતી વાંચનારી આલમનેબી આપું. શુભ સંજોગ વચે આ વિચારો અમલમાં મેળાયા. જેના પરીણામ તરીકે "આતશની ખુબી વીશે મળેલાં લખાણો"નો સંગ્રહ ઝોરોએસ્ટ્રીયન કેલેન્ડરમાં કડકે કડકે એ વખતે બહાર પડી ચોપાન્યાના આકારમાં પાછળથી છપાયો. આ ઉતેજનથી યા વધુ ઉલટ આવવાથી 'ખોરશેદ'ના આ રેસાલો તૈયાર કીધો. પણ એનું કદ જરા મોટું થયું, તેથી તુરત તો તેની જગ્યા કેટલેક ઠેકાણે થઇ ન શકી. છેવટે "સાંજ"ના અધિપતિ સાહેબે તે "સાંજ"ની કોલમોમાં દાખલ કરવાનું બીડું જડપ્યું. એ માટે એવણ સાહેબનો ઉપકારી છું.

હવે આ કમતરીન કર્ત્તાનું એવું મત છે કે જાતજાતના વિદ્વાનોના મતો વાંચતા માણસ પોતે તો કેટલો નાચીજ છે તે બાબે તેને કાંઇક ખ્યાલ થવા લાગ્યો. વળી કોઇ કોઇની બુદ્ધિ કાંઇ ઓરજ છે તેથી મનમાંથી હુંપણાનો વિચાર નાબુદ કરવાને અને આવા ભલા પુરૂશોની ફ્રવશીઓને તેઓના શીક્ષણો માટે યાદ કરીને માન આપવાનો ખ્યાલ થવા લાગ્યો. એના પરીણામ મન શાંતિ પકડે તેમાં શી નવાંઇ! સેવકે જે કાંઇ ફાયદો મેળવ્યો છે તેવો મારા જાતભાઇઓ બી મેળવે એવી હોંસથી આ કમીની મહેનત તેઓના પગ આગળ ધરી છે. આ મારી મહેનતને સફળ કરવા જે ગ્રહસ્થે પોતે છપામણીનો ખર્ચ આપવાનું માથે લીધું છે તેવણનો ખરાં અંતઃકરણથી આભારી છું. છેવટે શમસુલ ઓલમા ડાકટર જીવણજી જમશેદજી મોદી સાહેબે આ કેતાબનો દીબાચો લખીને સેવકને માન આપ્યું છે એ માટે એવણ સાહેબનો ઉપકારી થયો છું.

લા૦ દુવાગો સેવક તમારો,
**દીનશાહ દાદાભાઈ દોરડી.**

દોરડી સ્ટ્રીટ—નવસારી.
તા૦ ૧–૯–૧૩.

# ખોરશેદ-તેની જાહોજલાલી-તેની ખુબી, તેનો મહીમા, તેની કિર્તી.



( જુદાં જુદાં પુસ્તકો ઉપરથી શોધ કરી સંગ્રહ તથા તરજુમો કરનાર-

દીનશાહ દાદાભાઈ ફારડી.)

## ખોદાનો દુશમન કોણ ?

તે શખ્સ મારા દીનના કલામો તદન ઉંધા વાળે છે (ઇઆને દીનના ફરમાનની અસલ મતલબથી ઉલટી રીતે ચાલે છે)

ખોલાસો-(તે કયો શખ્સ તે બાબે નીચે જણાવે છે.)

જે કોઇ (આએ) પૃથવીને તથા સુર્યને (પોતાની) બે આંખોથી જોવાને ઘણું ખરાબ ગણે છે."-અહુનવદ ગાથા ૪. હા. ૩૨ મો (એ. કા. એ. કાંગાનો તરજુમો.)

## ખોરશેદ એ અષો માણસોનું રહેઠાણ.

અશોઇથી ખાલેસ જીંદગી ગુજારનારા તથા (ઇશ્વરી જ્ઞાનથી) પ્રકાશીત થએલાઓ ખોરશેદના પુષ્કળ ચળકાટમાં (ઇઆને ખોરશેદ પાયાના બેહેસ્તમાં) (જાએ છે અથવા હોએ છે) (અએ હોરમજ!) મને તે હાલતમાં લાવીને (ખોરશેદ પાયની) બક્ષેસ તુ આપ-સ્પેન્તોમદ ગાથા ઇજ હા. ૫૦ મો ફ. ૨. (એ. કા. એ. કાંગાનો તરજુમો)

## ખોરશેદ અહુરમજદની કીર્તી ગાય છે.

અએ અશો હોરમજદ! સેતારા, ખોરશેદ, દીવસ (થવા)ની ખબર આપનાર (ઇઆને બામદાદનું ઝઝકળુ)-એ બધા તારી કીર્તી (ગાવા)ને માટે ગરદેશ કરે છે"-સ્પેન્તોમદ ગાથા ઇજહા. ૫૦ ફ. ૧૦. (એ. કા. એ. કાંગાનો તરજુમો)

## ખોરશેદ અહુરમજદની આંખ.

તેજ ઘોડાવાળો ખોરશેદ (જે), (ગોયા) અહુરમજદની આંખ (તે)ને હું ઇજન કરૂં છું (તથા) મીજસમાં આદરયાન આપું છું ઇજસ્ને હા. ૧ ફ. ૧૧ (એ. કા. એ. કાંગાનો તરજુમો) જુઓ એજ મુજબ ઇજશને હા. ૩, ફ. ૧૩, હા. ૪, ફ ૧૬, હા ૭ મો ફ. ૧૩, હા. ૧૬, ફ. ૪, હા. ૨૨, ફ. ૨૫.

## ખોરશેદ અહુરમજદનું શરીર.

અએ હોરમજદ! બુલંદ (રોશણી)ઓમાની આએ સઉથી બુલંદ રોશણી જેને ખોરશેદ કહે છે, તેને શરીરોમાના તારાં સઉથી સોહામણાં 'શરીર' તરીકે હમો જાહેર કરીએ છીએ:-ઇજશનેનો હા. ૩૭ ફ. ૬ (એ. કા. એ. કાંગાનો તરજુમો) જુઓ એજ મુજબ હા. ૬૯ ફ. ૨૩.

## ખુરશેદની વખાણ.

ખોરશેદની રોશણીને હમો વખણીએ છીયે. ખોરશેદ (જે) બુલદોમાં સઉથી બુલંદ (તે) ને હમો વખાણીએ છીએ. ખોરશેદ (યજદ) ને તથા અમશાસ્પંદોને હમો વખાણીએ છીયે.-વીસ્પરદ કરદો ૧૯ મો ફ. ૨ (એ. કા. એ. કાંગાનો તરજુમો).

## ખોરશેદને આવકાર.

અમે તેજ ઘોડાવાળા ખોરશેદ! અલબુર્જ (પહાડ) ની પેલી તરફથી છ ગવાએ કરીને તુ ઊગ (જેથી) (હોરમજદની) (તમામ) પેદાએશોમાં તું રોશની કરે.

(ખોરશેદને કહે છે) અગર જો તું માન પામેલો છે તો તે (તરફ), (ઇઆને) હોરમજદના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદાઓના આપેલા વાદળાંના મારગ તરફ, (તથા) મુકરર કીધેલાં ઠેરવેલાં મુકામ તરફ તું ઊગ.

અમે આરાધી થાએ તેની આગમચ, (તથા) આએ (ખરાબી થયા)થી માથ્રસ્પેન્ત (અજુવાં પડે) તેની આગમચ, (અમ ખોરશેદ! તું ઊગ).—વંદીદાદ પ. ૨૧ ફ. ૫-૬ (એ. કા. એ. કાંગાનો તરજુમો)

અમર, અજકાતવાલો (તથા) તેજ ઘોડા રાખનાર ખોરશેદ (ઇજદ) (મારી મદદે) પોહોચો......

અમે અમેશાસ્પંદો! તમુને નમાજ (હોજો)! (તમો કે જે) બધા ખોરશેદ ઇજદની સાથે એકજ મરજી રાખનારા (ઇઆને એકદીલથી કામ કરનારા) (છો)......

આએ આંખો (ખોરશેદ તથા માહતાબ) કે જે હોરમજદની [છે] તેને નમાજ (હોજો)!

બુલંદ (રોશણીઓ) માંની આએ ઘણીજ બુલંદ રોશણી (કે જેને ખોરશેદ કરી કહે છે તેને હમો અએ હોરમજદ! તારે માટે સઉથી સોહામણુ શરીર ગણીએ છીએ).

અમર, તુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને હમો વખાણીએ છીએ. જયારે ખોરશેદ રોશણી (આપવા) ને માટે તપે છે, જયારે ખોરશેદની રોશણી પ્રકાશે છે, (ત્યારે) સેંકડો તથા હજારો મીનો ઇજદો ઉભા રહે છે. (તે ઇજદો) તે રોશણીને એકઠી કરે છે (તથા) તે રોશણીને નીચે મોકલે છે, (અને ત્યાર પછી) હોરમજદની જમીન ઉપર વહેંચી નાખે છે. (અથવા પાથરી દે છે.) અમર તુરમદ તેજ ઘોડાવાળો ખોરશેદ વૃદ્ધી કરે છે. (કોણની? તે વીશે નીચે જણાવે છે.) અશોઇની જેહાનને વધારે છે, (તથા) અશોઇના તનને વધારે છે.-ખોરશેદનીયાએશ.

## સુર્ય સર્વની વૃધીનું મુળ.

જયારે ખોરશેદ ઉગે છે (ત્યારે તે) હોરમજદની પેદા કીધેલી જમીનને પાકીજગી આપવાનો સબબ થાય છે. વહેતાં પાણીને પાકીજગી આપવાનો સબબ (થાએ છે), દરીઆના પાણીને પાકીજગી આપવાનો સબબ (થાએ છે), થમ પાણીને પાકીજગી આપવાનો સબબ (થાએ છે), (તથા) અશો પેદાએશ કે જે સપેનામીનોની છે (તેને) પાકીજગી આપવાનો સબબ થાય છે.-ખોરશેદનીઆએશ.

## સુર્યની અગત્યતા.

કારણ કે અગર જો ખોરશેદ નહી ઉગે તો અહીંયા હફતે કેશવરમાં જે તમામ (ચીજો તથા જાનવરો) છે તેઓને દેવો મારી નાખે (અથવા નાશ કરે). (અને પછી) (આએ) હાદમંદ દુનીયામાં કોઇબી મીનોઇજદ બચાવ (અથવા) ઠરપડવાનું મેળવે નહી.—ખોરશેદનીઅએશ.

## સુર્યની આરાધના.

અંધારાની સામે થવાને, અંધારા તોખમના (અથવા શીકલના) દેવોની સામે થવાને, ચોરો તથા લુટારાઓની સામે થવાને, જાદુગરો તથાં પરીઓની સામે થવાને (તથા) મોતકારક નાશની સામે થવાને જે શખ્સ અમર, તુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને ઇજે છે (અથવા વખાણે છે.) (તે ગોયા) હોરમજદને ઇજે છે. અમશાસ્પંદોને ઇજે છે (તથા) પોતાના રવાનને ઇજે છે. જે શખ્સ અમર, તુરમંદ, (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને ઇજે છે (તે ગોયા) તમામ મીનો તથા ગેતીના ઇજદોને ખુશાલ કરે છે....

તેના તેજ અને પ્રતાપને લીધે તે અમર, તુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદ ઇજદને સંભલાય તેવી (અથવા પ્રખ્યાત) ઇજશ્નેવડે હું ઇજું. અમર, તુરમંદ (તથા) તેજ ઘોડાવાળા

ખોરશેદ હજદને ક્રીયાની ભેટોથી હમો હજીએ છીએ.

હોમ કે જે જીવામ (તથા) બરસમ સાથનો (છે). (તથા જે હોમ) મન, વચન, અને કરણી સાથની જબાનની દાનેશવટે, (તથા જે હોમ) ક્રીયાની જોરને માટે રાસ્ત બોલેલા સખુનોથી (તૈયાર કરવામાં આવ્યો છે તે વટે) ખોરશેદ હજદને હું આરાધું છું.)—ખોરશેદની આએશ.

## સુર્યની આરાધના કરનારને આશીરવાદ.

(જે શખ્સ) હોરમજદના (તથા) હોરમજદને લગતા (તું અમર, નુરમંદ તથા તેજ ઘોડાવાળા ખોરશેદને (હજદને) સઉથી સરસ ક્રીયાની જોર સાથે (તથા) બીજી ઉત્તમ ક્રીયાની જોર સાથે (તથા) ભલા લોકની ગાળેલી ક્રીયાની જોર સાથે (હજે), તેને ઝલકાટ તથા નુર (હોજો), તેને તનની મજબુતી (હઆને તંદુરસ્તી) (હોજો) તેને તનનું સુખ (હોજો), તેને તનની ફતેહ (હોજો) તેને પુરતા સુખવાળી દોલત (હોજો), તેને જાતીઅકલના ફરજંદ (હોજો), તેને લાંબામાં લાંબી જીંદગી (હોજો), (તથા) તેને અશો લોકોનું રોશન (તથા) તમામ સુખવાળું બેહેસ્ત (હોજો) જેમ હું દુઆ માંગું છું તેમ થાઓ! (હઆને મારી દુઆ આમીન થાઓ!)

અમર, નુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદ હજદનું તેજ (અને) પ્રતાપ જીઆદે થાઓ! (તે) હીમ્મતવાન (તથા) ફતેહમંદ (ખોરશેદ હજદ) (મારી) હીમ્મત (તથા) ફતેહને માટે (મદદે) પોહોંચો!—ખોરશેદની આએશ (એ. કા. એ. કાગાનો તરજુમો)

## સાતસાત સેતારાના ઝુમખાઓમાં એકએક સુર્ય મધ્યબીંદુ તરીકે.

( The Oracles of Zoroaster ઉપરથી)

તેણે (બાપે) ભટકતાં અસ્તીતત્વોને સારી રીતે રચના કાપેલી રાશીઓમાં ગોઠવીને, તેઓની ગેરવ્યવસ્થા બંધ પાડી નાખીને એક સાતસાતનો ઝુમખો બનાવ્યો. ૧૨૧–૨૨.

૧૨૩–તેણે તેઓને ૭ ભાગમાં વહેંચી નાખીને સાતમા ભાગ તરીકે તેઓ વચ્ચે આતશી સુર્ય ફેકી દીધો.

૧૨૪–તે મધ્યબીંદુમાંથી ગમે તેવી બાજુમાં દોરેલી સઘળી લીટીઓ એકજ સરખી હોય છે.

૧૨૫–અને તે ઝડપી ચાલનો ખોરશેદ એ મધ્યબીંદુની આસપાસ હમેશાં ચક્રાવો લેયા કરે છે.

૧૨૬–તે ગળગળાટ કરતી રોશનીના મધ્યબીંદુ તરફ જવાની તે પોતાને ઘણી બેઆજરબાહીથી ફરજ પાડે છે.

૧૨૭–સુર્ય વીશાળ છે, અને તે ચળકાટમંદ ચંદ્ર છે.

૧૨૮–તે (બાપ)ના ઝળકતા રોશનીના કીરણોની માફક આગળ છૂટે છે, અને તે છેડેથી બારીક બાંધવાળાં હોય છે,

## સરૂષ્ટીની અખંડતા મીનોઇ અદીઠ સુર્યપર આધાર રાખે છે.

૧૨૯–૩૦–અને સુર્ય મંડળના ગ્રહો તેમજ ચંદ્ર બાબે, (ગોળાઓના) અથડામણો બાબે, તેમજ આકાશમાંની ખાલી જગાઓ, હવા, સમુદ્રો, તેજ પ્રમાણે સુર્ય અને ચંદ્રના ભાગો બાબે, તેમજ વાતાવરણ બાબેના સર્વેથી મોટા ગુપ્ત જ્ઞાનીઓના સંવાદો પરથી એવી બાતની મળે છે કે તેનું સંપુર્ણપણું એ મીનોઇ દુનીયાની રચનામાંજ સમાએલું છે; કારણ કે જેમ ખલ્દયન સકુનોમાં સતાબારી રીતે જાહેર કરેલું છે તેમ ત્યાં એ સુર્યને લગતા દુનાયા અને અણહદ રોશની હમ્યાતી ભોગવે છે.

૧૩૧–સુર્યને લગતા ઇશ્વરી સકુનો પ્રમાણે સુર્ય પોતે વખતોનો વખત હોવાથી તે સઘળી ચીજોનું વધારે ઠુલોવુ વીલ માપ વખતથી કરી લે છે

૧૩૩–સુર્ય એક આતશ, આતશનો માર્ગ તેમજ આતશની બક્ષેસ કરનાર છે.

૧૩૪–૩૫–તેજ કારણને લીધે સુષ્ટી રચાઇ છે. ખરૂં ધરૂવનું બીદુ કહ્યું છે તે સુર્ય એક જમાબંધી કરનાર તરીકે જોઇ કાઢે છે; તેમજ તે આકાશીક માર્ગ અને ચદ્રની બહોળા વીસ્તારની ગતી, અને વાતાવરણના પ્રવાહો (તે જોઇ વળે છે).

૧૩૬–ઓ હવાવાયુ, સુર્ય અને ચંદ્ર ઉપરના મવકકલ કરેલા ફરેસ્તાઓ! તમો વાતાવરણના મુખીઓ છો (વડપણ ભોગવો છો)!

૧૩૭–અને તે બહોળા વીસ્તારની વાતાવરણ અને ચંદ્રનો માર્ગ અને સુર્યનો ધુરવ (તમારેથીજ છે!)

૧૩૮–કારણકે દેવી (નારી રૂપી અમે શાસ્પંત) વીસ્તીર્ણ સુર્ય અને ચળકાટમંદ ચંદ્રને જન્મ આપે છે.

૧૩૯–હવાવાયુ, અને સુર્ય તેમજ ચંદ્ર અને વાતાવરણમાંની કોઇબી ચીજનો સુસ્વર લઇને તેણી તેને એકઠી કરે છે-Oracles of Zoroaster.

## સુર્ય–તે મહાબલ્યા, સર્વજ્ઞાની ખોદા તરીકે.

જુઓ બામદાદના કીરણો હલકારૂઓની માફક આકાશમાં ઉંચે હરોલમાં ચાલે છે, એવી મતલબથી કે માણસો તે મહાબલ્યા સર્વ જ્ઞાની ખોદા તે સુર્યને જોય. તે સઘળુ-જોતી આંખ કે જેના કીરણો પરથી તેની હાજરી માલમ પડી આવે છે, તેની હાજરીથી કરી ઓ સુર્ય નારાયણ તું, બાકી આદમીઓની અકલમાં ન ઉતરે એટલી ઝડપથી ઘોડાને ખુદ્દો માલમ પડે એવી રીતે તારી મુસાફરી ચલુ રાખે છે. રાતની સાથે સાથે સેતારાઓ પણ ચોરોની માફક છુપા છુપ થઇ જાય છે. તું ખરેખર રોશનીનો પેદા કરનાર છે, અને તેથી કરી આખી સૃષ્ટીને રોશન કરે છે. ઓ રોશની આપનાર વરૂન દેવતા! માણસજાતની વરણોને તેમજ આકાશમાંના સઘળા દેવતાઓના ટોળાઓને તારી નજર આગળ તું લાવી મુકે છે; તારી બહુ દુર સુધી પહોંચી વળતી ચશમ એક ઝપાટેજ આએ સઘળી હીલચાલ કરતી મશગુલ થયલી દુનીયાનો તોલ કરી લે છે; અને આમારી પૃથવીના દીવસો અને રાતોનું માપ રાખીને તેમજ સઘળાં પ્રાણીઓ ઉપર ખુબ દેખરેખ રાખીને તે સાથે વળી બહોળાં આકાશમાંથી લાંબે છેટે સુધી પુગી વળે છે. અય, સુર્ય! ઝળઝળતાં ઝુલફાંઓ સાથે તેમજ સ્પષ્ટ જોનાર દીવસના દેવતા તરીકેની સ્થીતીમાં તું ને તારી સાત લાલસપરના રંગની ઘોડીઓ તારા જોરથી આગળ વધતા રથમાં બેસાડી લઇ જાય છે. આએ તારા પોતાની મેળે જોડાયલા 'રખસો' જે રથની સાત પુત્રીઓ સમાન છે, તેઓ સાથે તું આગળને આગળ વધે છે. ઓ સુર્ય, તું કે જે દેવતાઓમાં વડો દેવતા છે, તેનો રોશનીથી છળાછળ ભરાઇ ગયલો ગોળો કે જે આપણી ગમગીનીની તથા આપણી બાકી દુનીયાની પેલીમેર અને આડમાં (આસમાનની) ઉપર છે (તેની) નજદીક અમે ચઢી જઇએ:– Rig Veda quoted in the Indian Wisdom.

## સુર્યની સ્તુતી.

સુરજનો વંશ ધન્ય છે સર્વ વંશમાં તે શ્રેષ્ટ છે. જમીન ઉપર સુરજ વંશના લોકો જે છે તે કેવળ સુરજનો પ્રકાશજ છે ૧. ચંદ્રમાને કલંક છે, ૧૫ દીવસ તે કાળો થાય છે, અને સુરજ પ્રકાશ આગળ તેની કળા દેખાતી નથી ૨. વાસ્તે સુરજને બીજા કોઇની ઉપમા નથી, કેમકે તેના પ્રકાશથી પ્રાણી માત્રને અજવાળું મળે છે ૩. અનેક ધર્મો, અનેક કર્મો, ઉતમ મધ્યમ કનીષ્ટ એવી સુવરીમા સુરજ વડેજ ચાલે છે ૪. વેદ શાસ્ત્ર, પુરાણ, મંત્ર, યંત્ર, અનેક સાધનો, સ્નાન, સંધ્યા, પુંજા વગેરે સુરજ વીના કાંઇ ચાલવાનું નહી ૫. અનેક યોગ તથા અનેક મતો, સુરજના પ્રકાશથીજ ચાલે છે ૬. સંસાર તથા પરમાર્થનું હરકોઇ કામ સુરજ વીના થતું નથી ૭. આંખથીજ સુરજ દેખાય છે, પણ આંખ ન હોય તો સર્વ આંધળા છે વાસ્તે સુરજ વીના કાંઇ ચાલવાનું નહી ૮. કોઇ કહે કે આંધળા કવીતા કરે છે પણ તે તો સુરજનીજ ગતી છે, કારણકે સુરજ ન હોવાથી શરીર ઠંડું પડશે, પછી કવી

તા શી રીતે બનશે ? ૯. ગરમ પ્રકાશ જે છે તે સુરજનો છે, અને ઠંડો પ્રકાશ છે તે ચંદ્રનો છે. ગરમ પ્રકાશ ન હોય તો શરીરનો ઘાત થાય છે ૧૦. માટે સુરજ વીના ચાલતુંજ નથી ૧૧. શીવ–શક્તી, હરીહરના અવતારો અનંત થયા, તે પહેલાં સુરજ હતો, જે હમણા પણ છે ૧૨. જેટલાએ સંસારમાં જન્મ લીધો તેટલાએ સુરજના પ્રકાશથીજ વ્યવહાર ચલાવ્યો અને સુરજના પ્રકાશમાંજ મરી ગયા ૧૩. દુધનો સમુદર વલોવી ચંદરમાને કાઢયો, તેથી તે લક્ષ્મીનો ભાઇ કહેવાયો ૧૪. પણ સર્વ જગતની આંખ સુરજ છે, એવું સર્વ જાણે છે. વાસ્તે શ્રેષ્ટથી શ્રેષ્ટ સુરજ છે ૧૫. તેનો અપાર આકાશમાં ચાલવાનો માર્ગ છે. એમ સુરજ રોજ જાય છે ને આવે છે, કેમકે મોટા ઇશ્વરે લોકો પર ઉપકાર કરવાની તેને આજ્ઞા કરી છે ૧૬. દીવસ ન હોય તો અંધકાર થશે, પછી કોઇને સારઅસારના વીચારની ખબર પડશે નહી, અને ચોર અથવા ધુવડ આવી લાગશે ૧૭ સુરજને કોની ઉપમા દેવી ? એને કશી ઉપમાજ નથી ૧૮. એવો એ સવીતા એટલે સર્વને ઉત્પન્ન કરનાર શ્રી રામનો પુર્વજ છે. મારી થોડી મતીથી તેનું જોઇએ તેટલું વર્ણન થતું નથી ૧૯ શ્રી રામના વંશમાં જે એમના પુર્વજો થયા, તે એક એકથી ચઢીયાતા થયા, પણ તેનું વર્ણન મારી અલ્પ મતીથી કેમ થશે ? ૨૦. શ્રી રામનો જે વીસતાર છે ત્યાં મારૂં મન ખુચે છે, પણ તેઓનું મોટાપણું વર્ણવવાની મારામાં શક્તી નથી ૨૧. સુરજને નમસકાર કરવાથી તથા સુરજનું દર્શન કરવાથી સર્વ દોષનો નાશ થાય છે, અને જ્ઞાનના વીચારની વૃધી થાય છે ૨૨.–કામાવાળું દાશબોધનું ભાષાંતર.

## સુર્ય તે કુદરતના ખાવીંદના છોકરા તરીકે.

સુર્ય તે કુદરતના ખાવીંદના છોકરાં તરીકે, અરે તું સઘળાંની બરદાસ્ત લેનાર સુર્ય, એકલો દેખરેખ રાખનાર અને હુકમ ચલાવનાર, કુદરતના ખાવીંદનું બાળક, તારા કીરણોની ગોઠવણ કર ! તારી રોશનીને અંદર ખેંચ ! તારો પીલો દેખાવ કે જે સર્વથી સુંદર છે તે હું જોવું ! તે કે જે ત્યાં છે, તેનું ત્યાં હોવું, તે હું પોતે તેજ છું–Ishopani shad.

## સુર્ય એ દુનીયાની આંખ છે.

–Kathopanishad.

તે પ્રાણીઓનાં ધણીએ પ્રાણીઓની ઉતપતી બાબે ઘણી હોંશ રાખીને તેવીચારનું ને વીચારનું મનન કીધું. આવી રીતે મનન કરીને તેણે જડ પદાર્થ અને જીવવાળાં પ્રાણીની એક જોડ કુદરતીમાં લાવવાનો વીચાર કીધો. તેણે વીચાર કીધો કે આ પ્રાણીઓની જોડ મારે માટે અસંખ્યાબંધ પ્રાણીઓ ઉત્પન્ન કરશે.

હવે ખરેખરી રીતે જોઇશું તો સુર્ય એ જીવ છે, જયારે જડ પદાર્થ, માંસ હાડકાં સમાન ચંદર છે. તે ચંદર ખરેખરી રીતે બનેલો અને ન બનેલો ઘાટ પદાર્થ એ બંને છે, એથી વધારે આકાર એ ઘાટ પદાર્થ ધારણ કરે છે.

હવે જયારે ઉગતો સુર્ય પુર્વ બાજુએ દાખલ થાય છે, ત્યારે તે ત્યાર પછી પુર્વ તરફ આવેલા જીંદગીરૂપી ઝરાઓને પોતાના કીરણોનું નહાણ નહવડાવે છે. જયારે તે દક્ષીણ બાજુને રોશન કરે છે, જયારે તે પુર્વ બાજુને, જયારે વળી ઉતર બાજુને, જયારે અધો બીંદુને, જયારે શીરો બીંદુને, જયારે વચગાળેની બાજુઓને, જયારે આ સઘળાંને રોશની આપે છે, ત્યારે તે સઘળી જીંદગીરૂપી ઝરાઓને પોતાના કીરણોથી નહવાડી નાખે છે.

તે તે ચીજ છે, તે દરેકમાં રહેલો પુરૂષ છે, જે દરેક આકાર, જીંદગી, આતમા જે ઉત્પન થાય છે તે દરેક રૂપ ધારણ છે.

[આનું વર્ણન] આગે નીચેની કહેવતમાં કહેલું છે :—

સઘળા રૂપનો બનેલો, જાણનારો, સોનેરી રંગવાળો, ઘણો સર્વોપરી, એકલોજ રોશનીનો આપનાર, એક હજાર

કારણોથી ગરજ થયલો, સેંકડો આકા
રોમાં વહેંચાતી ભોગવનારો, કુદરતની
જીંદગી એવો સુર્ય પેલી બાજુએ ઉ
ગતો જણાય છે.

--Prashnopanishad

તે સુર્ય છે કે જે બહારની દુનીયાની
વધારે ઉંચી જીંદગી છે, કારણ કે તે
તેજ છે કે જે પોતે ઉદય પામીને આં
ખોની અંદર વધારે બુલંદ જીંદગી ઉપ
રની પોતાની મહેરબાની વરસાવે છે. જે
શકતી દુનીયાપર છે, જે શકતી આશુ
સમાં છે, તે માત્ર વધારે ખાકી જીંદગી
નો ટેકાવ કરે છે. ઇશ્વર જે મધ્ય ભાગે
છે તે સમાનતર કરે છે, (જે ઇશ્વર) વાતા
વરણની આસપાસ ફેલાયલી જીંદગી છે.

--Prashnopanishad.

## સુર્ય ખોદાના ચીનહ તરીકે.

આદીત્યાઓમાં હું વીષ્ણુ છે, પ્રકા
શોમાં હું ઝળકાટમંદ સુર્ય છું. --The
Bhagvad Gita.

સુર્ય અર્જુન રાજાને કહે છે કે
"આ પરૂથવી ઉપર ગરમીનું તપવું મા
રી તેજી પ્રકાશ આકૃષણ શકતીથી બ
ને છે અને વરસાદ વરસવા પછી સઘ
ળી સદગુણી ચીજોનું ઉગવું અને અવ
ગુણી ચીજોનો નાશ મારીજ તેજી અને
આકૃષણ શકતીથી થાય છે."

## સુર્ય દેવતાઓ.

વેદીક ભજનોમાં સુર્ય નારાયણની સુ
ર્ય અને સાવીત્રીના બે નામોથી આરાધ
ના કરવામાં આવે છે. તેમાં કેટલીક વાર
સુર્યને દાહુસનો તો કેટલીક વાર તેને
આદીતીનો પુત્ર કરી કહયો છે. પાછલી
દંતકથાઓ પ્રમાણે એક પરી જાત કે
જેણીએ એક ઘોડીના આકારમાં પોતા
નું સ્વરૂપ છુપાવેલું હતું જે પરથી તે
ણીને અશ્વની કરી કહેતા હતા, તેણી
ને પેટે તેને ત્યાં બે જોડયા પુત્રો 'અ
સ્વીનો' નામના પેદા થયા હતા; જે
'ઉશા'ની અગાડી એક સોનેરી રથમાં સ
વાર થઇ જાય છે. સુર્યની આ સંજના
ને તેની રોશની અત્યંત ભારી પડી ગ
યલી હોવાથી કરી તેણીના બાપ વીશ્વા
કર્મે તે સુર્યનો થોડોક ભાગ છુટો પા
ડી નાખ્યો. તે ભાગના ટુકડે ટુકડા થ
ઇને તેઓ અજવાળું પાડતા આગે પરૂથવી
પર પડયા; અને તેઓમાંથી વીશ્વાકર્મે
વીષ્ણુનો ચાટલો, શીવનું ત્રીશુળ,
અને બીજા દેવતાઓના હથીયારો બના
વ્યાં ! સાત ઘોડાઓના રથમાં સવાર થ
ઇ હંકરાઇ જતો હોય એમ સુર્યને ચી
તારવામાં આવે છે. જયારે તે પોતાના
ઘોડાઓ ઉપરથી જીન છોડી દે છે ત્યા
રે દરેક જણ ઉપર રાત પોતાનો સાલ
લો પાથરે છે. સુર્યનું બીજું નામ મી
ત્રા (મીથ્ર-મેહેર ઇઝદ) હતું. તેની વરૂ
ણ દેવતા સાથ વારંવાર આરાધના કર
વામાં આવે છે. વીષ્ણુ દેવતા મુળે તો
સુર્ય દેવતા હતો. એની શાખેતી તેની
ત્રણ છલાંગો, એટલે તેની સવાર બપો
ર અને સાંજની હાલતથી જણાય છે.
પણ પાછલાં લખાણોમાં તેના એ જડ
વાદ લક્ષણ જલદીથી નાબુદ થઇ જાય
છે. ભરવાડો સુર્ય નારાયણને 'પુરશન'
નામથી ઓળખતા હતા. તેને એક બળ
દને ભોંકવાનો અંકુશ લઇ જતો વર્ણ
વવામાં આવ્યો છે, અને તેની ગાડીને
બકરાઓ જોડવામાં આવેલા હોય છે. જે
પ્રમાણે મહાભારતમાં કહેવામાં આવ્યું
છે તે પ્રમાણે રૂદ્રદેવતાએ તેને એક દા
ત મારવાથી કરી તે દાંત વગરનો થઇ
પડયો, તે કારણને લીધે તેને એક જાત
ની ખીર અથવા કાંજી અર્પણ કરવામાં
આવે છે.

સુર્ય દેવતા એક સર્વ શકતીમાન
ખોદા તરીકેની પંકતી પર આસ્તે આ
સ્તે કેવી રીતે આવતો ગયો તે પ્રોફેસ
ર મેક્ષમુલર બતાવે છે.

પહેલું પગથયું, આપણને માત્ર સુર્ય
ની સાદી રોશનીમાંથી દોરવીને જે રો
શનીથી કરી માણસો ઉંઘમાંથી સહવાર
ના જાગરત થાય છે તે તરફ લઇ
જાય છે, અને તે માણસ જાતનેજ
નહી પણ આખી કુદરતને નવી જીંદગી
બક્ષતું હોય એમ જણાય છે. જે આપ
ણને સવારના જગાડીને જે સઘળી નવી
જીંદગી બક્ષે છે તે જલદાથી રોજીંદી
જીંદગી બક્ષતો કહેવાયો.

બીજું. એક બીજા અને વધારે હીમ તબર્યા પગલાંથી કરીને રોજીંદી રોશની અને જીંદગી બક્ષનાર, સાધારણ રીતે રોશની અને જીંદગી બક્ષનાર થઇ પડે છે. જે આજે રોશની અને જીંદગીનો લાવનાર છે તે તેજ છે કે જે પહેલા એટલે શરૂઆતના દીવસો પર રોશની અને જીંદગી લાવી આપતો હતો. જેવી રીતે રોશની દહાડાની શરૂઆત સમાન છે, તેવી રીતે તે વળી દુનીઆ પેદા કરવાની શરૂઆત સમાન હતી. અને સુર્ય માત્ર રોશની લાવનાર અથવા જીંદગી બક્ષનારજ નહી પણ એક પેદા કરનાર છે. ત્યાર પછી તે તુરતજ વળી દુનીયાના એક રાજ્યકરતા જેવી પદવી ધારણ કરે છે.

ત્રીજું. રાતના કરડબીહામણા અંધકારને હાંકી કહાડનાર તરીકે અને વળી જમીનને ફળદરૂપ કરનાર તરીકે તેમજ જીવવાળી ચીજોના રક્ષણ કરનાર અને માયાળુ રખેવાલ તરીકે સુર્યને ઓળખવામાં આવ્યો છે.

ચોથું. જેમ સુર્ય સઘળું જુએ છે, અને સઘળું જાણે છે તેવી રીતે તે કંઇ કાંઇ એકલુંજ જાણે છે, તે બાબે માફ કરી તે વીસરી જાય તે સારૂ તેની આજીજી કરવામાં આવે છે.

અત્યાર સુધી સુર્યની આરાધના ચાલુ રહી છે. તેજ એવે છે કે જેને માટે તેના સહવારના ઉગવા સાથે દરેક ધાર્મીક બ્રાહમણ ગાયત્રીના પવીત્ર મંત્રોવાળાં ભજનો કરે છે. આ ટુંકી કવીતામાં ચમતકારીક શકતીઓનો ગુણ રહેલો ધારવામાં આવે છે તે નીચે મુજબ છે:—

"અમો ઇછીએ છીએ કે ભલા સાવીત્રીની ઉત્તમ કીર્તી અમોને મળે, જે માટે તેણે અમારી આરાધનાઓને પુષ્ટી આપવી જોઇએ."

ધર્મ કીયાઓ કુતેહમંદીથી પાર ઉતારવા માટે ઉપલું લખાણ માત્ર સુર્યની પ્રાર્થના સંબંધી છે. "સ્કંદ પુરાણ" માં તે પ્રાર્થનાની શકતી વીશે આએ પ્રમાણે વખાણ આવેલી છે.

"વેદની અંદર ગાયત્રી મંત્રો કરતાં બીજું ચઢયાતું લખાણ કશુંએ નથી. જે પ્રમાણે કાશી શહેર સમાન બીજું શહેર નથી તે પ્રમાણે ગાયત્રી જેવી બીજી આરાધના કોઇએ નથી. ગાયત્રી એ વેદોની તેમજ બ્રાહમણોની માતા સમાન છે. તેની જપ કરવાથી એક માણસનું તારણ થાય છે એવું શું છે કે જે ગાયત્રીથી થઇ શકતું નથી? કારણકે ગાયત્રી તે વીષ્ણુ, બ્રહ્મ, શીવ તેમજ ત્રણ વેદો સમાન છે."—India in Vedic Times.

## અધયબી દુમાં રહેલો મીનોઇ ખોરશેદ તે આપણા ખોરશેદનું મુળ છે.

અત્યાર સુધી ગુપ્ત રાખવામાં આવેલી કેતાબની ખાનગી સરેહમાંથી ઉતારા.

[બ્રહ્માની દરેક ઉમર પાછળ જે મહાપ્રળય થાય છે તેની પાછળ] મહામનવંત્ર શરૂ થવાના પહેલા પ્રતીબીંબમાં જે શરૂઆતની હઇયાતી જણાય છે તે એક જાગરૂત મીનોઇ ગુણવાળી છે. પ્રગટ દુન્યાઓ (સુર્ય મંડળો)માં તે ગુણ અધ્યાયરૂપી હાલતમાં મીનોઇ પ્રાણમાંથી બહાર પડતી બારીક પોપડી, તે સમાધી પામેલા યોગીની દ્રષ્ટી જેવો છે. તે એક રંગ વગરના મીનોઇ પ્રવાહીરૂપે અનહદતાની ચોમેર જબમાંથી જે વો બહાર પડે છે કે તેવોજ ફેલાવા માંડે છે. તે આપણા ગ્રહને લગતી દુનીયાના સાતમા ભુવન ઉપર ને તેના સાતમા તબકકામાં છે.

આપણી મીનોઇ નજરે તે ધટ ચીજ જેવી લાગે છે. માણસો તેઓની જાગરૂત અવસ્થામાં તેને એવી રીતે ધટ પદાર્થ તરીકે ઓળખી શકતા નથી; તેટલા માટે તેઓ તેને અજ્ઞાનપણામાં ખોદાઇ આતમા તરીકે લેખે છે.

તે દરેક ઠેકાણે હઇયાતી ભોગવે છે, અને જે પાયા ઉપર આપણી દુનીયા (સુર્ય મંડળ) બાંધવામાં આવી છે, તેના પહેલા ઉપાધીને પાયા તરીકે તે બને છે. આપણા સુર્ય મંડળની બહારના સુર્ય મંડળો અથવા સ્રષ્ટીના સીતારાઓ વચે દુન્યાઓ સઘળે બનાવી દેવામાં આવી છે, અથવા બનતી જાય છે. જે દુન્યાઓનો લય થયલો છે, તેઓ

તેટલા વખતમાં તેના ભીતરમાં વીસામો લઇ રહે છે. આપણી પૃથ્વીપર જે મુળ પદાર્થ માલમ પડે છે તેના કરતાં એનું સ્વરૂપ જુદીજ જાતનું હોવાથી કરી આપણી દુન્યાના વસનારાઓ ચીત ભ્રમ હાલતમાં અને અજ્ઞાનપણાને લીધે તેને ખાલી જગ્યા કરી માને છે. આખી અનહદ સૃષ્ટીમાં એક હાથના આંગળાંના ટેરવાં જેટલી પહોળી જગ્યા નથી જે કોઇપણ ચીજ વગરની ખાલી હોય. જેમ આપણી સૃષ્ટીની પેલી મેર તેમજ આપણી સૃષ્ટીમાંભી ખાક અથવા ઘટ ચીજ સાત તત્વરૂપે છે. એ ઉપરાંત તેના રૂપો અથવા તત્વોમાંના દરેક વળી સાત તબક્કવાળાં ઘટ રૂપોના બનેલાં છે. સુર્ય–ખોરશીદ જે સાતમું તત્વ એટલે સર્વ ઠેકાણે જેની હાજરી વ્યાપી રહી છે તે એવા પ્રસ્વની સર્વથી બુલંદમાં બુલંદ હાલત જણાય છે. પણ ખરૂં જોતાં તો તે પવીત્રના પવીત્ર હમેશના અંદીઠ સત (હયાતી)ની સર્વથી પહેલી પ્રગટ થવાની હસ્તીની પહેલી સેટલે (આત્મીક રીતે જોતાં) સહુથી હલકી હાલત છે. સઘળા મધ્યબીંદુમાં આવેલા ખાકના બનેલા અથવા નજરે પડતા સુર્યો, તત્વ રૂપે (તે મહા) પ્રભુના પહેલા તત્વોની સહુથી હલકી હાલતના બનેલા છે. ધ્યાન ચોહાનો જઓના શરીરની બનાવટનું તત્વ મુળા પ્રકૃતીના સાતમાં તત્વના પાંચમા તબક્કાનું બનેલું છે, અને તેટલા માટે તે સુર્યના પ્રતીબીંબ નખતાં તત્વ કરતાં આટલું વધારે બુલંદ છે, તેઓ સીવાય બધાની નજરમાંથી મુળ મીનેઇ સુર્યો ઢાંકેલા છે. તેઓના માત્ર ઓળા સીવાય એ સઘળામાંના કોઇમાંભી બીજું કશું વધારે નથી. જેમ [માણસના શરીરમાં મુળ તત્વો] ધતુઓની સંખ્યા સાતની છે, તેજ પ્રમાણે માણસની અંદર અને સઘળી કુદરતમાં સાત શક્તીઓ છે.

અંદીઠ સુર્યનું ખરેખરૂં તત્વ એ મુળા પ્રકૃતીનું બીજ (અસલ તત્વ) જેવું છે આપણી સુર્યને લગતી સૃષ્ટીમાંની સઘળી હાલચાલ કરતી અને હયાતી ધરાવનાર શક્તીનો હીરદો (બીજ અથવા ગર) તેમજ કમળ (જેમાંથી કોઇ ચીજની ઉતપંતી થાય છે) તેના જેવું છે. સઘળાં પરમાનુઓને પોતે પોતાનું કામ બજાવવા સારૂ, તેમજ મધ્યબીંદુ કે જેમાં દર અગીયાર વરસે તેઓ એક વાર ફરીને મળે છે તેઓને ગતીમાં મુકવાને માટે જે શક્તીઓ કામે વળગે છે તે સઘળી શક્તીઓ ચક્કવાવાળી મુસાફરી ફેલાવવા માટે તે બીજના મધ્યબીંદુમાંથી બહાર પડે છે. જો તુંને કોઇ કહે કે તેણે સુર્યને જોયો છે, તો જાણે તેણે એમ કહ્યું હોય કે સુર્ય તેના રોજના ફરવાના માર્ગમાં ખરેખર આગલ ને આગલ જાય છે તેની બરોબર તેનું બોલવું ગણીને તેની તરફ હસજે.

અસલના લોકોથી સુર્યને સાત ઘોડા, જે વેદના સાત છંદોની બરોબર છે, તે ઘોડા જોડેલા રથમાં હંકાર્યો જતો ચીતારવામાં આવ્યો છે, તે તેના સપ્ત ગુણવાળી ખશાવતને લીધે છે; અથવા એક વાર ફરીથી કહીએ તો, કે જો કે તેને તેના ગ્રહમંડળમાંની સાત જાતની ગન્ના (હસ્તીઓના વર્ગો) સાથે સરખાવવામાં આવ્યો છે, તોપણ તે જેમ છે તેમ કહીએ તો તે તેઓનાથી જુદો છે. જેમ વળી તે સાત કીરણો ધરાવે છે કરી કહેવામાં આવે છે તે ખરેખર તેમજ છે.

સુર્યમાંની સાતધણી હસ્તીઓ (અમે શાસપંદો તે સાત 'પવીત્ર જણો' છે, જેઓ મુળા પ્રકૃતીની યોનીમાં છુપાઇ રહેલી શક્તીમાંથી પોતાની મેળે જન્મ પામેલ છે. સાત મુખ્ય શક્તીઓ જે કીરણો તરીક ઓળખાય છે, જેઓ 'પ્રળય'ની શરૂઆતમાં આવતા મનવંત્ર માટેના સાત નવાં સુર્યો તરીકે વચ્ચોવચ એકઠાં થશે, તેઓને બહાર મોકલનાર તે પેલીજ સાત હસ્તીઓ છે જે શક્તીમાંથી દરેક સુર્યની અંદર તેઓ બાહાર હસ્તીએ પુગ્યાં તે શક્તીને કેટલાક વાપણુ કરી કહે છે, જે નીરંજન નીરકારનો પ્રાણ સરીખો છે.

જે સુર્યને આપણે અખંડ પ્રગટ જીંદગાની તરીકે ઓળખીએ છીએ—તે પોતેજ નીરંજન નીરાકારનો પડછાયો છે.

પાછળું નામ ઉચ્ચારવામાં કે બોલવામાં કદીબી વાપરવું ન જોઇએ, એવા ભયથી કે જેમ આખી ખાકી સૃષ્ટી તેના પ્રગટબીંદુ તરફ સૃષ્ટી અનુસાર રીતે ગુરૂત્વાકર્ષણના કાયદા પ્રમાણે ખેંચાય છે, તેજ પ્રમાણે આપણી માનોઇ શકતીઓ જેઓ મીનોઇ હાલતે તેની તરફ હમેશાં ગુરૂત્વાકર્ષણ કરે છે, અને જેઓ તેની હાલતે પુગવાની ખાહેશ રાખે છે તે શકતીઓમાંની થોડી તે લઇ છે.

આગલી, તે સર્વથી પહેલી શરૂઆતવાળી હઇયાતી—જે જયારે તે આ (અસલ) હાલતમાં હોય છે ત્યારે એક અખંડ જીંદગી તરીકે કહેવાય છે—તે બાબેનો જેમ ખુલાસો કરવામાં આવ્યો છે, તે પ્રમાણે તે પેદા કરવા અથવા બનાવવાની મતલબથી તઇયાર કરેલી બારીક પોપડી છે.

તે સપ્ત રૂપો જે દરેક સાત સાતમાં વહેચાયલાં છે, તેઓ ધર્મની પ્રેતાબોમાં જણાવેલાં ૪૯ આતશો છે, તેની અંદર એ દેખાવ દે છે.

પહેલી એ 'માતા' મુળા પ્રક્રતી છે. તે પ્રક્રતી સાત મુળ રૂપોમાં પોતે જુદી પડીને ચક્રાવો લેતી લેતી ખાકી ભુવન તરફ નીચે ઉતરે છે. જયારે તે પોતાના છેલ્લાં રૂપમાં જડ પદાર્થ તરીકે જડ થઇ બેઠા પછી તે પોતાની આસપાસ ચક્રાવો લે છે, અને છેલ્લા રૂપના સાતમા તબકામાં બનાવટ કરે છે, એટલે સઉથી ઉંચું તેમજ સઉથી નીચું તત્વ જોડાઇ જાય છે, ત્યારે તેનો આકાર સર્પ પોતાની પુછડી કરડતો હોય એમ થઇ રહે છે. એક સમુદાય અથવા હઇયાતીની રચનાવાળી હાલતમાં તેના છેલ્લા તત્વોનું સાતમું રૂપ નીચે પ્રમાણે છે:—

(ક) ખણીજ પદાર્થમાં જે છતકલા તેની અંદર અંદીઠ રહે છે તે, તેની તકદીલી હઇયાતીમાં પ્રબળ શકતીએ નીરબળ શકતીને, અને એવા રીતે બીજાં કારણથી, જામરૂત થવાને લીધેજ, હસ્તીમાં આવ્યો હોય છે.

(ખ) છોડવાની અંદર જે બીજનું બંધારણ કરે છે, અને તેનુ ધાસના તખ્ખાં, મુળ અથવા રોપાની અંદર પ્રગટીકરણ કરે છે તે, તે પ્રાણીને તેજી આપનાર અને હોશ આપનાર શકતી છે. તે વસ્તુના સાત તત્વોના મુળ ઉપાધી તરીકે થઇ તે ચીજમાં રહેઠાણ કરે છે, તેમજ જેમ જેમ તે ચીજ ઉધરતી જાય છે અને પ્રગટ થતી જાય છે તેમ તેમ તે તત્વોને બહાર કહાડે છે.

(ગ) દરેક પ્રાણી માત્રમાંબી તે તેવીજ ક્રીયા ચલાવે છે. તે તેની જીંદગી તત્વ અને પ્રાણ ટેકાવનારી શકતી છે, તેમજ તેની પ્રેરણા બુધ્ધી અને ગુણો તેના લક્ષણો અને ખાસ વીશેષ પ્રક્રતીઓ તેને આધારે છે.

(ઘ) માનવી સંતાન કુદરતમાં જણાયલી બાકીની સઘળી જાતની પ્રગટ 'એકતાઓ' ઉપર જે કાંઇ તેની બક્ષેશ ઉતરેલી છે, તે સઘળી બક્ષેશો તે માનસ જાત પર ઉતારે છે, એટલુંજ નહી પણ એથી વધારે તે તેનામાં પોતાના સઘળા મળી ૪૯ આતશોનો પડછાયો (અંશ) પ્રગટ કરે છે. માણસ જાતના સાત તત્વોમાંનું દરેક તત્વ બુજોર્ગ માતા (મુળા પ્રક્રૃતી)ના સાત તત્વોનું પુરેપુરૂં વારસ અને શરીક છે. તે મુળા પ્રક્રતીના પહેલા તત્વનો પ્રાણ તે તેના (માણસ)નો જીવ આત્મા છે. તેણીનું બીજું તત્વ બુધ્ધી છે. આપણે તેને બુધ્ધી સાતમું તત્વ કહીએ છીએ ત્રીજું તત્વ તેને ખાકી દુનીઆના ભેજાંની સામીઆં અને તેના શરીરની લાયકાત પ્રમાણેનું મનસ જે તેના ભેજાને ચલાવનાર છે તે પુરૂં પાડે છે (જે માણસનું રવાન છે)—H. B. B.

(ચ) રચનાવાળી સરૂપટીમા તેમજ આ દુનીઆના મુળ તત્વોની અંદર તે દોરવનારી શકતી તરીકે છે. આતશ જેને તેની અંદીઠ હાલતમાંથી કામ કરતી હાલતમાં જાગ્રત કરવામાં આવ્યો છે તેમાં તે રહે છે. કારણકે સાત વીભાગો સાથનું તે અપુઠ તત્વ ખાકી દુનીયાના આતશની અંદર રહે છે. તે પવનની લહેરકીને જોરભેર ચલાવે છે, વટોળયાને જોરભેર ફુંકાવે છે, અને હવાને ગતીમાં મુકે છે; કે જે તત્વ તેના તત્વોમાંના એક તરીકેનો ભાગ બજાવે છે. ચક્રાવો લઇ આગળ ચાલતાં તે પાણીની ગતીને ક્રમમાં મુકે છે, મોજાઓને પોતા તરફ ખેંચી પાછા હડસેલે છે; જે માટે તે

ચોક્કસ નીરમાન કાયદાઓ પ્રમાણે ચાલે છે જે કાયદાઓની અંદર રહેલો જીવ તે તેનું સાતમું તત્વ છે.

(છ) તેના ચાર વધારે સુક્ષ્મ તત્વોમાં જે બીજ રહે છે તેથી કરી તે રચનાવાળી સરૂપતીના ફીરસ્તાઓરૂપે પ્રગટ થાય છે. તેના ત્રણ નીચલાં તત્વો, પ્રાણીઓ (કુદરતમાંની બધી બાબુદાર હસ્તીઓ)ની જીંદગીને ઉચ્છેરે છે.

(જ) આપણા સુર્ય મંડળમાં આકાશ અને ધર્તી, સુળ અને પુલ, કર્મ અને વીચાર એ સઘળાં એકજ હયાતી ધરાવે છે. તે સુર્ય જે આગ્યા કીડા સરખી માખીની અંદરથી હાજર છે, તેની ચુંગાલમાંથી એક તરણું સરખું બી બચી જવા પામતું નથી. તેટલા માટે આગલી મહા ગ્નાનીઓએ તેને કુદરતમાં પ્રગટ રૂપ ધારણ કીધેલો ઇશ્વર કરી કહ્યો છે.

ઉપલી ગરેહને આપણે ઘણા ભણા પુંજયવંત હુરમાસના બોલો સાથે સરખાવીશું.

"સુર્યના પ્રતાપથી ઉત્પન થતી જીંદગી તેની રોશની માફક ચાલુજ રહે છે. તેને રોકીને તેની હદ બાંધી શકાતી નથી. તેની આસપાસ ઉપગ્રહોના ચક્કરની માફક અસંખ્યાબંધ ફીરસ્તાઓના ટોળાં ફરી વળેલાં છે. આ ટોળાંઓ અમરજીવ ધરાવનારાઓની પડોશમાં વસે છે, અને ત્યાંથી આપણ આદમ જાતને લગતી બાબદો ઉપર દેખરેખ રાખે છે. તેઓ તોફાનો, વાવાઝોડાં, આગ અને ધર્તીકંપો મોકલવાની કીલો કામે લગાડીને ફીરસ્તાઓની મરજી (કર્મ)ને બજા લાવે છે, તેમજ વળી દુકાળો અને લડાઇ એ અધર્મી કામોની સજા સારૂ ઉત્પન કરે છે.

ખોરશેદજ માત્ર સઘળાં પ્રાણીઓને સંભાળનાર અને ઉચ્છેરનાર છે, અને જે પ્રમાણે તે નમુનેદાર અંદીક દુનીયા આ લાગણી પેદા કરનારી દુનીયાની આસપાસ ફરી વળે છે, જેને તે દીશોદીશ અને સઘળી ભાત ભતની ચીજોના આકારોથી ભરી નાખે છે, તેજ પ્રમાણે વળી ખોરશેદજ માત્ર સઘળી ચીજને પોતાની રોશનીમાં વીંટાળી લઇને પ્રાણીઓની પેદાશ વધારી તેઓની ખીલવણી કરવાનું કામ દરેક બાજુએ બજાવ્યો જાય છે.

તેના હાથ હેઠળ ફીરસ્તાઓનું ટોળું અથવા ટોળાંઓ છે, કારણકે તેઓ અસંખ્યાબંધ તથા જાત જાતના છે. અને તેઓની સંખ્યા સેતારાઓની સંખ્યા જેટલી જણાય છે. દરેક સેતારાને લગતો એક ફીરસ્તો હોય છે, ને તે સ્વભાવે અથવા તો તે જે કામ કરે છે તેને લીધે તે સારો અથવા માઠો હોય છે. કારણકે કામ કરવું એ ફીરસ્તાઓને સરજેલુંજ છે. દરેક સંસારી બનાવો ઉપર આવો સઘળા ફીરસ્તાઓ હકુમત ચલાવે છે, તે રાજ્યોની તેમજ દરેક માણસોની પ્રકૃતી અથવા ધોરણને ઉથલાવી નાખે છે. તેઓ પોતાના સ્વરૂપનો છાપ આપણા ઉપર પાડે છે, આપણા (હાડકાંની) ઘર (અથવા) માવાદાર ચીજોમાં, આપણી ધારી નસો અને આપણા ભેજાં જેઓમાંથી તે હાજર છે. જે પણે આપણાઓનો દરેક જણ જીંદગી તેમજ હયાતી મેળવીએ છીએ, તેવાજ તેને ફીરસ્તાઓ (ભલી યોનીઓ)ની દેખરેખ હેઠળ લેવામાં આવે છે; જેઓ આપણા જન્મો ઉપર મનકુળ રહે છે, અને જેઓ આકાશીક શક્તીઓથી નીચેની પંક્તીના છે (જે શક્તીઓ આદમથી ચડતાં આકાશી પરીઓ છે.) હમેશાં તેઓના સ્વરૂપોમાં ફેરફાર થયા કરે છે, જે ફેરફાર હમેશાં એકજ રીતનો ચલતો આવે તેવો નથી હોતો, પણ તેઓ આકાશમાં ફરતાં રહે છે. શરીર મારફતે તેઓ જીવના બે ભાગોની અંદર પસરી જાય છે, એવી મતલબથી કે તે (શરીર) તે દરેક ભાગમાંથી તે જીવન શક્તીની અસર હેઠળ રહે. જીવને ભલો ખરું ખોટું પારખી શકનાર સામ તે ફીરસ્તાના તાબામાં રહેલો નથી. ઇશ્વર જેને જીવ (આત્માને) એક સુર્ય સરખા કીરણથી કરી પ્રકાશીત કરે છે, તે ઇશવરના અંગીકાર સારૂ તે આત્માને નીમાન કીધેલો છે. જેઓ ઇશવરનો મેળાપ થવાથી આએ પ્રમાણે રોશની (ગ્નાન) પામ્યા છે, તેઓની સંખ્યા નાની છે; અને તેવા

ઓ આગળથી પરીઓ પોતાને દુર રાખે છે, કારણકે પરીઓ અથવા ફરેસ્તાઓને ઇશ્વરના માત્ર એક કીરણ સરીખાનીબી હાજરી આગળ ઉભાં રહેવાને શક્તી નથી. પણ બીજાં સઘળાં માણસો, તેઓના જીવ અને શરીર બંને સુધાં. પરીઓની હકુમત હેઠળ છે, જેઓ માણસોને લાગુ પડી જાય છે, અને જેઓના કામની ઉપર તેઓ અસર ચલાવે છે ...એવી રીતે પરીઓ સંસારી ચીજોપર કાબુ ચલાવે છે અને આપણા શરીરો તેઓના હથીયાર તરીકેનું કામ બજાવે છે.–Secret Doctrine Vol. I p.p. 313-14.

## આખી દુનીઆ સુર્ય તથા ચંદ્રને માનનારી છે.

જોકે સુર્યની હમેશાં આરાધના કરનારાઓ એટલે પારસીઓની સંખ્યા નાની છે, તોપણ હીંદુ દંતકથાઓ અને તવારીખ જે આજે બંને સુર્ય ચંદ્રની પુજાઓ ઉપર રચાયલી છે અને એક એક સાથે ભેળસેળા થઇ ગયલી છે, એટલુંજ નહી પણ તેવીજ રીતની હાલત ખ્રીસ્તી ધર્મમાં પોતાનામાં પણ જોવામાં આવે છે. તે દંતકથાઓની શરૂઆતથી તે આપણા ચાલુ જમાના સુધી તેણે રોમન કેથોલીક તેમજ પ્રોટેસ્ટંટ તથા એ બંનેના મીનોઇ જાનતું સ્વરૂપ ફેરવી નાખ્યું છે. જો બંને આર્ય હીંદુ અને આર્ય યુરોપીયન ધર્મોના કાનુનો ઉપરજ માત્ર નીગાહ ચલાવવામાં આવે છે તે ખરેખર તેઓ દરમ્યેનો તફાવત ઘણોજ જુજ જણાય છે. સુર્ય અને ચંદ્ર ઉપરથી ઉતરી આવેલા એટલે સુર્યવંશી અને ચંદ્રવંશી કહેવડાવવામાં હીંદુઓ મોટું માન સમજે છે. અને ખ્રીસ્તીઓ આને મુર્તીપુજા તરીકે ગણે છે, અને તે છતાંબી તેઓ સુર્ય અને ચંદ્રની આરાધના ઉપર પુરેપુરા રચાયલા એક ધર્મને વળગીને ચાલે છે પ્રોટેસ્ટંટો પોતેજ જ્યારે જીહોવા જે ખુદ એક ચંદ્ર દેવતા છે તેની આરાધના કરે છે, ત્યારે રોમન કેથોલીકો આમે મેરીના પુતલાની પુજા જે ચંદ્ર દેવીઓની આરાધના ઉપર રચાયલી છે તે બાબે જે પોકાર કરે છે તેમ કરવું બી નજરરતું અને નકામું છે; અને બંને ટોળાઓ પોતાની ધર્મપોથીએમાં સુર્યરૂપી કાઇરત અને ચંદ્રરૂપી ત્રીમુર્તીની સચાઇ બાબેની વાત કબુલ રાખે છે.

તવારીખના ન જણાયલા જમાનાના "આકાદીઅનસો"ના બાપદાદા (ચંદ્રવંશી) અથવા ઇંડોવંશના ચંદરવંશી રાજાઓ હતા, જેઓ આપણા જમાનાની સદીઓ આગમજ પ્રાયગ (અલાહબાદ) ખાતે રાજ્ય કરતા હતા, એમ દંતકથાઓ ઉપરથી માલમ પડે છે તેઓના પુર્વજો હીંદુસ્થાનમાંથી આવ્યા હતા અને સોમ અને તેના દીકરા બુધ્ધની આરાધનાઓ જે તેઓના બાપદાદેથી ચાલતી હતી તે સાથે લાવ્યા હતા. તે આરાધના પાછળથી ખાલદીઅનોની પોતાની કહેવાવા લાગી. હાલની રોમન કેથોલીક રીત પ્રમાણેના ચીન્હો કુવારી મેરી, જેને સીરીઅનો તથા ગ્રીકો મુળા પ્રકતી તરીકે ઓળખે છે, તેનો સંબંધ ચંદ્ર સાથે જોડે છે, તેઓ જેટલા મુર્તીની પુજા કરનાર કહેવાય નહી તેટલાજ પ્રમાણમાં સેતારાઓ તથા સુર્યની આરાધનાઓ જે સાધારણ રીતે કરવામાં આવતી હતી તે બાદ કરતાં, એવી રીતની આરાધના મુર્તીપુજાના વર્ગમાં વધારે વાર મુકી શકાય નહી.

આજે આરાધના કરવા બાબે સર્વ દીનદાર રોમન કેથોલીકો તદન મગરૂરી માને છે અને તે બાબેનો બાપોકાર સ્વીકાર કરે છે. ફ્રેંચ 'એકેડેમી' જોગ લખેલા પોતાના એક નીબંધમાં 'મારકવીસ દી. વીલીમર કહે છે:–'

"જ્યારે ક્રીશ્ચીયનોની મુળા પ્રકુતી, એ જે છોકરાને પેટમાં રાખે છે તેની ખરેખર જોરૂ તરીકેની પદવી ભોગવે છે, ત્યારે એ તો કુદરતીજ છે કે તે એક ચેતન ભવીષ્ય વાણી તરીકે 'એમોને–રા' છે જે તેની માતાનો વર થાય છે.

"આપણે (ખ્રીસ્તીઓ) 'નીચ' દેવતા ચંદ્રની હાલતનો રહીને તે સુર્ય પર પોતાના કીરણ શા માટે ફેંકે છે તે સમજી શકયે છીએ. કારણકે જ્યારે કુવરીકા (ચંદ્ર) જેણી આકાશી રાણીના રૂપમાં

'નીલ'ની માફક છે અને જેમ 'નીથ' કરે છે તેમ, ક્રાઇસ્ટ સુર્યનો શણગાર કરે છે, અને તેજ પ્રમાણે તે (સુર્ય) તેનો શણગાર કરે છે.

આઇસીસ બાતેનું પેલું પ્રખ્યાત લેખ રૂપી લખાણ ઉકલાવ્યાથી માલમ પડે છે કે "કોઇએપણ મારો બુરખો (ભેદભાર મનો પરદો) કદીપણ ઉંચક્યો નથી." તેનું કારણ શું છે તે બાબે આપણે ખ્રીસ્તીઓ સમજી શકયે છીએ. એ બાબદ ધ્યાનમાં લઇએ તો આએ વાક્યનો બે ઉક્તિઓનો અર્થ નીર્દોષ રીતે બાઇએ ગર્ભ ધારણ કીધેલા દીવસે દેવળોમાં જે ભજનો ગવાય છે તેના સાર જેવો છે.

ખરેખર આના કરતાં વધારે પ્રમાદ પણું કદીપણ હસ્તી ધરાવી શકેજ નહીં! જુની અને નવી ચંદરની આરાધના ઉપરના પોતાના ભાષણમાં 'જેરાલ્ડ માસી'એ જે કાંઇ કહયું છે તે એ બાબદને પુરેપુરો ઇનસાફ આપે છે.

ચંદરમાના આદમી (ઓસીરીસ-સત, જીહોવા-સેતાન, કાઇશાન-બુદ્ધ, અને બીજા ચંદરના જોડકાઓને વારંવાર નઠારી ચાલ ચલાવાનો કલંક લાગુ પાડવામાં આવે છે. ચંદ્રને લગતા દ્રષ્ટી વીષયોમાં તે બેવડી જાતીવાળો અને ત્રીજ્ય લક્ષણ ધરાવનાર હતો; તે માતા, બચ્ચું અને પુખ્ત ઉમરના મરદ તરીકેનો ભાગ બજાવવા જ્યાં જાતે તો એકજ હતો. એ પ્રમાણે ચંદરનું છોકરું તેની માનો વર થતો હતો! જો કાંઇ નવું પેદા કરવાનું હતું તો એ રસ્તા સીવાય બીજો છુટકોજ ન હતો. તેને પોતાનો બાપ થવાની ફરજ પડતી હતી! આઇ સમાજોને પાછલા વખતના સંસાર અનુસાર વીદયા જાણનારાઓએ નાકબુલ રાખી હતી અને ચંદ્રમાના મુળ આદમી વીષેની વાત વીસરાઇ ગઇ તેમ છતાં આ દંતકથા પોતાના સરવેથી ઢંકેલાં તેમજ સરવેથી ન સમજાય એવાં સ્વરૂપમાં દુનીયામાં કદી બી આગળ જોવામાં ન આવેલા એવા સર્વથી ગલીચ જાતના વહેમના મધ્ય બીંદુ જેવા પાયા સમાન મત તરીકેની હાલતવાળી થઇ પડી છે, કારણકે આ એ ચંદ્રને લગતા વીચીત્ર ફેરફારો અને તેઓને માનસીકરીત પ્રમાણે લાગુ પાડેલા સંબંધ એઓની અંદર તેમાં ઉપભોગ સુધાં, ખ્રીસ્તી એકતાવાળી ત્રીમુર્તીના મુળ પાયા સમાન કારણો મળી આવે છે. આ કારરૂપી ચીન્હો બાબેના અજ્ઞાનપણાને લીધે અસલ વખતનું જાદુ રૂપ હાલની ચંદ્રમાની આરાધનામાં ધર્મને લગતી સરવેથી ઉંડાણમાં ઉંડી ભેદભરી બાબદ થઇ પડી છે. રોમન કેથોલીકો એ બાબદના ખોલાશા માટે કાંઇપણ શરમાયા વગર કુમારી મેરીને સુર્યથી સજ થયલી ચીતારે છે, અને શીંગડાં જેવી એક આકૃતીનો એક ચંદ્ર તેણીના પગ તળે જણાય છે, તેજ વખતે તેણી ચંદરમાને લગતું બચ્ચું પોતાની કેડમાં પકડે છે; જે ચંદર માતાના ફરજંદ અને ધણી તરીકે છે! તે માતા છોકરું અને વરૂધ ઉમરના નર પુરૂષ એએ મુળ પાયા જેવા છે.

આપણે ખ્રીસ્તી ધર્મ એ તદન લોક લાજ વગરની દંતકથાઓ અને પુરાણી વાર્તાના સાહીત્યનો બનેલો છે; જે સાહીત્યને જુની અને નવી તેરાતોમાં ખુદ ખોદાના પોતાના મોઢામાંથી બહાર પડેલા શબ્દો તરીકે આપણી નજર આગળ ધુસાડી દેવામાં આવ્યું છે એવી રીતે આપણે સાબેત કરી શકયે.

The Secret Doctrine Vol. 1 p.p. 417-22.)

(ગુપ્ત સીધ્ધાંત.)

## સુર્યની શકતી તેમજ પૃથ્વીની શકતી.

ડા૦ બી. ડબલ્યુ. રીચર્ડના લખાણો પરથી ગુપ્ત સીધ્ધાંતમાં લીધેલા ઉતારાઃ- "આજના જમાનામાં જ્યારે સઘળી જાતની શકતીના મુળ તરીકે માત્ર ગતીજ છે એવું મત એક વાર ફરીથી ફેલાવો પામતું રહયું છે, તેવે પ્રસંગે એક તકરાર જે છેવટની બંધ કરવામાં આવી છે તે પાછી સજીવન કરવાનું કામ તદન ગુમરાહ જેવું થઇ પડે છે. પણ તેનો જોખમ મારે શીર લેવાને હું કબુલ થાઉં છું, અને સુર્યશકતી વીશે આ

મર્ગ નામ મૂકી ગયલો 'કાફર' જેનું નામ હું મારા વાચનારા આગળ રજુ કરૂં છું અને તે સેમ્યુઅલ મેટકાફ છે, તેના ખરેખરા વીચારો શું હતા તે હું દર્શાવીશ. કુદરતની અંદર બે શક્તીઓ હસ્તી ભોગવે છે, એવી દલીલને ઘણા ખરા બધળા સીધ્ધ પદાર્થ વીજ્ઞાન જાણનારાઓ ટેકો આપે છે. તે દલીલથી શરૂઆત કરતાં એક શક્તી ઘટ પદાર્થ એટલે ભારી, નજરે દેખાય તેવી તેમજ ઉપયોગમાં લઇ શકાય એવી છે. અને બીજી શક્તી જે કાંઇ એક ચીજ છે, જે વજન કરી ન શકાય એવી અણુદીઠ છે; અને ઘટ પદાર્થ ઉપરની તેની અસરને લીધે તેની હયાતી જાણી શકાય છે— તે ઉપરથી મેટકાફ એવું જણાવવાની હામ ભીડે છે. કે જેનું માપ લઇ શકાય તેમજ તેજી શક્તી જેને તે ગરમી કહે છે, તે કાંઇ માત્ર એક ગતીનું રૂપ નથી, તેમજ વજનદાર ચીજોની રજકણો વચ્ચેની માત્ર ધ્રુજરીઓ જેવું કાંઇ નથી, પણ તે પોતે એક ઘટ પદાર્થ છે, જે સુર્યમાંથી નીકળીને આકાશમાં થઇને ઘટ પદાર્થોની રજકણો વચ્ચેની ખાલી જગ્યા ભરી નાખીને ખરી રીતે ગરમી નામની લાગણીને પેદા કરનારી છે. ગરમી અથવા સુર્યની શક્તીની બાબત બાબે તે નીચે લખ્યા મુજબની કુદરતી પાયાની તકરાર લાવે છે :–

૧. "કે તે બીજી વસ્તુઓમાં ઉમેરી શકાય અને તેમાંથી કાઢી લઇ શકાય, તેમજ તેનું માપ ગણીતશાસ્ત્રના જેટલી બારીકાઇ લઇ શકાય.

૨. "કે જે ચીજોમાં તે દાખલ થાય છે, તે ચીજોના દળમાં તે વધારો કરે છે, અને તેને કાઢી લેવામાં આવતાં તે ચીજો આગળના જેટલું કદ પાછું પકડે છે.

૩. "કે તે બીજી ચીજોના આકારોના રૂપો ગુણો અને હાલતોમાં ફેરફાર કરી નાખે છે.

૪. "જો સરવેથી સંપુર્ણ રીતની હવા વગરની ખાલી જગ્યા બનાવવામાં આવે તો તેમાં રાખેલા થરમોમીટર પર તે ખુલ્લી હવામાં રાખેલા થરમોમીટરના જેટલીજ અસર ઉપજાવે છે તે કીરણરૂપે પસાર થઇ જાય છે.

૫. "બળના પદાર્થો, દારૂગોળાનું ફાટવું તેમજ બીજા ધડાકા કરતાં મીશ્રણો જેવા પદાર્થોમાં કોઇથી અટકાવી ન શકાય એવી હરકત અને રસાયણીક શક્તીઓ તે ઉતપન કરે છે.

૬. "કે તે જ્ઞાનતંતુઓના સમુદાય પર એક પીડાકારક રીતની અસર ઉપજાવે છે જેથી અતીશય દરદ થાય છે; અને જ્યારે તે હદથી જ્યાદા અસર ઉપજાવે છે ત્યારે તંતુઓની ગેરવ્યવસ્થા કરી નાખે છે."

સુર્યની શક્તી અને પૃથવીની શક્તીની વીશે મેટકાફે જણાવેલું અનુમાન માત્ર આટલુંજ નહી પણ સરવથી વધારે મેળ ખાતું એવું છે. રૂપટીમાં અહીં આ બે મુળ તત્વો છે જેમાંનું એક માપ લઇ શકાય એવો ઘટ પદાર્થ છે— બીજું તત્વ ખાલી જગ્યાએ પસરી રહેલી ઇથર તે સુર્યનો આતશ છે. તે વજનદાર ઘટ પદાર્થ, આકાર તેમજ રંગ વગરનો હતો છે. તે અપરંમપાર રીતે બારીક થયલો ઘટ પદાર્થ છે. અને તેની રજકણો એકમેકને હડસેલે છે, તે એટલા તો બારીક છે કે તેને માટે ઇથર બોલ વાપરવા સીવાય બીજો બોલ વાપરવાનું આપણી પાસે કશું સાધન નથી. તે ખાલી જગ્યામાં પસરીને તેને ભરી નાખે છે, પણ તે એકલું તદનજ મુરદાલ જેવું છે. આપણે જડ પદાર્થ અને પોતાની મેળે દુર જતા ઇથર એ બંને તત્વોને સાથે મેળવીએ છીએ અને તેટલા ઉપરથી મુરદાલ વજનદાર જડ પદાર્થમાં જીવ આવે છે. જેનું માપ લઇ શકાય તેવો જડ પદાર્થ મુરદાલ હતો, પણ તે કદીબી મરી ગયલો ન હતો એવો ગુપ્ત વીદયાનો કાયદો છે.

જેનું માપ લઇ શકાય એવી ચીજની રજકણોમાંથી ઇથર જે મુળ ઇથરનું બીજું તત્વ છે તે આરપાર ફરી વળે છે, અને એવી રીતે ફુટી નીકળવા પછી તે માપ લઇ શકાય એવી રજકણો સાથે જોડાઇ જાય છે, અને તેઓને એક સમુદાયમાં પકડી રાખે છે,

ચ. ઇથર સુર્યને ગ્રહ સાથે, ગ્રહને ગ્રહ સાથે, માણસને ગ્રહ સાથે, માણસને માણસ સાથે સંબંધ કરાવે છે. ઇથર વગર સૃષ્ટીમાં કોઇબી સંબંધ વહેવાર હોઇ શકે નહી, તેમજ રોશની જેવું, ગરમી જેવું, ગતીની મદદથી થતાં નજરે પડતા દેખાવો જેવું કશુંબી બને નહી.

સુર્યના રસાયણીક બંધારણ વીશે કાઇ દહાડો જાણવાને બની આવવા વીશેનું ઓગસ્ત કુંપટેનું Pessimism જે પ્રમાણે ખાત્રી કરવામાં આવે છે તેમ તેના પછી ૩૦ વરસ રહીને કરચોફે ખોટું પાડયું નથી. મુળ તત્વો જેઓ બાબે હાલનો કેમીસ્ટ જાણીતો છે, તે સઘળા સંજોગ ધ્યાનમાં છતાં ઘણું કરી સુર્યના બહારના ઢાંકણમાં હયાતી ભોગવતાં હોવાં જોઇએ; નહીં કે સુર્યના પોતાનામાં. એવું જોવાને માટે આપણને સ્પેક્ટ્રોસ્કોપ' નામના યંત્રે મદદ કીધી છે. અને આજે ઢાંકણો તે સુર્યને બનતા રચનાવાળી સૃષ્ટીના પરદાને ખુદ સુર્ય તરીકે ગણીને ગુપ્તવીદ્યા જાણનારાઓએ તેનો ઝળકાટ કોઇ ચીજ બળગવાથી અને તેનું બળતું થવાથી થયલો જાહેર કરયો છે.

સુર્યના પ્રાણ સજીવન તત્વને ભુલમાં એક ખાકી તત્વ ગણીને તેને 'Chromosphere,' નું નામ લાગુ પાડવામાં આવ્યું છે. કોઇબી રીતે આપણી પાસે સાત્ર વગર સીધ્ધ થવે કબુલ રાખેલી અટકળો અને અનુમાનો અને નહી કે કોઇબી ચોકસ કાયદો છે.

(p.p. 571 to 576)

જો કદીબી સુર્યની શક્તી ને દુનીયા ઉપરની વસ્તી અનહદ ચીજોનું તેમજ આકાશમાંની સઘળી ગતીનું મુળ કારણ હોવા વીશેની અટકળ તરીકે કબુલ રાખવામાં આવે, અને જો 'ફ્રાંચલ'ની સુર્યની અંદરના ચોકસ બંધારણો વીશેની બીજી વધારે હીમતથી બહાર પાડેલી અટકળને કામચલાઉ અનુમાન તરીકે કબુલ રાખ્યે, તો ત્યારે આપણા શીક્ષણો બચાવની હાલતમાં મુકાશે, અને ગુપ્ત વીદયાએ અલંકારરૂપે હાલની વીદયાની બબો વરસ અગાડી એની અટકળ બાંધેલી હતી એવી મહાકત લાવી શકાશે. કારણકે પુરાતન જમાનાના શીક્ષણો એવા છે. માર્તંડ એટલે સુર્ય પોતાની અધ્યબીંદુની જગ્યા જે તેની માતા આદીતીએ તેને આપી બેસાડયો છે તે જગ્યા છોડયા વગર તેના સાત ભાઇઓ તે ગ્રહોની દેખરેખ રાખીને તેઓને ધાકમાં રાખે છે. એ બાબેની સરેહમાં એમ કહેવામાં આવે છે કે "તે રસ્તો અથવા માર્ગ—ગ્રહોને ફરવાનો માર્ગ" કે જે તેના ભાઇઓના ઘરની આસપાસ ફરી વળે છે, તે રસ્તાની ઉપરની બાજુએથી તેઓ પાછળ પાછળ જવાને તે પોતાની આસપાસ આસ્તે આસ્તે ફરતો ફરતો દોડે છે."

સુર્યમાંથી નીકળતા પ્રવાહીઓ અથવા ધારો, સુર્યમંડળમાંની સઘળી ચીજોમાં ગતી લાવીને તેઓને વહેવાર કરે છે. તે આકર્ષણ અને વીકર્ષણ બંને શક્તી છે. પણ તે શક્તી હાલના સીધ્ધ પદાર્થવીજ્ઞાન ધરાવનારાઓ જેમ સમજે છે તે પ્રમાણેની નથી. પણ અસલના વખતની સંધ્યા એટલે સુર્યમંડળના ફરીથી બંધારણની અને વધારે ચઢતી હાલતની આમદાદ એટલે શરૂઆતના વખતથી મનવંત્રીક ગતીના નીર્માણ કીધેલા કાયદાઓને અનુસરીને તે ચાલે છે. આ કાયદાઓ નહી બદલાઇ શકાય તેવા છે, પણ સઘળા ગ્રહમંડળની ગતી જે જુદી જાતની છે અને દરેક નાના કલ્પ સાથે બદલાતી ચાલે છે તે ગતી ચલાવનારાઓ, તે સુપરી રચનાના જીવની અંદરના હોશો, તેને નીયમસર ચલાવે છે. શું આ સઘળું માન્ય કરવામાં આપણે ખોટા છીએ? વારૂ અહીંયાં એક મોટા અને હાલની વીદ્યામાં પ્રવીણ શખ્સ મળી આવે છે જેતણ પ્રાણને સજીવન રાખનાર વીજળી વીશે બોલતાં જે ભાષા વાપરે છે, તે ભાષા હાલની જડ વીદ્યાને લગતાં મતને મળતી આવવા કરતાં ગુપ્ત વીદ્યાના મતને અતી વધારે મળતી આવે એવી છે. "સુર્યમાંની ગરમીનું મુળ' ઉપરની "રોબર્ટ હંટ" એફ. આર. એસ. થી લખાયલી બાબદ વાંચવાને હમો

વહેમાયલા વાંચનારને જણામણ કરીએ છીએ. જે પ્રકરથ સુર્યના ચળકાટમંદ ઢાંકણ અને તેના વીચીત્ર દેખાવ વીશે બોલતા એમ કહે છે કે :—

'એરેગો'એ એવી દરખાસ્ત કરી હતી કે આ ઢાંકણને Photosphere કરીને કહેવું જે નામ હાલ સુધી સાધારણ રીતે વપરાશમાં લેવાયું છે.

આગે Photosphere ની સપાટીને મોટા કાચના મોતીની શીપ સાથે સરખાવ્યું હતું...તે એક ઉનાળાના શાંત દીવસે કે જ્યારે દરયાની સપાટી જે જગ્યાએ પવનની જેટલી લેહેરાથી બરાબર ચીમટાઇ જતી જણાય છે તેની રીતની સમુદ્રની હાલતને તે મળતું આવે છે...મી૦ નેસ્મથ નામના વીદવાને એ બાબતની કોઇબી રીતની આગળ અટકળ બાંધવામાં આવી હતી, તે કરતાં વધારે જાણવાજોગ એક અટકળ શોધી કહાડી છે. તેમાં જે ચીજો માલમ પડે છે તે દુરબીનના કાચના આકારને અનુસાર જેવી રીતે મળતી આવે છે, તે 'વીલો' નામના ઝાડના પાંદડાંની માફક જુદા જુદા કદની છે, તેમજ તેઓ કોઇબી રીતે સીલસીલાબંધ ગોઠવાયલી નથી; તેઓ સઘળી બાજુએ એકમેકમાંથી પસાર થાય છે તેમજ તેઓ પોતાને બંધબેરતી અનીયમીત ગતી ધરાવે છે...તેઓ એકબીજાની પાસળ આવતી તેમજ એક બીજાથી દુર જતી માલમ પડી છે, અને કેટલીક વાર નવી આચંબો પમાડે તેવી સ્થીતીઓ તેઓએ ધારણ કરેલી છે, જેથી કરી તેઓનો દેખાવ માછલીના ગીચ જથા જેવો લાગે છે; જેને ખરેખર રીતે તેઓ આકારમાં મળતા ઉતરે છે...આ ચીજોના કદ ઉપરથી સુર્યની અંદર કેવા રાક્ષી પ્રમાણમાં ખાલી કામો ચાલુ રહેલાં છે તેનો ખોહાળો ખ્યાલ આવે છે. તેઓ એક હજાર માઇલ જેટલા લાંબા અને બસોથી ત્રણસો માઇલ જેટલી પહોળાઇથી કમી વીસ્તારવાળાં હોય એમ સંભવતું નથી. આ પાંદડાં અથવા અણીદાર ચીજો વીશે જે સરવેથી ધ્યાન ખુંચાવવા જોગ અટકળ થઇ છે, તે એ છે કે Photosphere એ હવારૂપી જડ પદાર્થોનો (કેવી જાતના પદાર્થો હોવા જોઇએ ?) એક અખુટ દરયાવ છે...જે પદાર્થો દેખીતી રીતેજ અતીશય બળતી હાલતમાં હોય છે, અને કે તેઓ બળતાની ધારોના આબેહુબ ઓળા સમાન છે સુર્યના બળતા જે દુરબીન વાટે જણાય છે, તેમાં તે માત્ર તેના પડછાયા છે, એવું ગુપ્તવીદ્યા જણાવે છે. પણ ગુપ્તવીદ્યા શું કહેવા માગે છે તે વાંચનારાઓએ અત્યાર અગાઉ જોઇ લીધું છે. તે બળતી ચાદરો ગમે તેની બનેલી હોય તોપણ એ તો ખુલ્લું છે કે તેઓ સુર્યની ગરમી અને રોશનીના સીધા મુળો જેવા છે. અહીં આ સુર્યના કીરણોની પેદાયશ કરનારાં તત્વનું એક આસપાસ ફરી વળેલું પડ જોઇએ છીએ, જે અત્યંત જોશબાર આગ તેમ જોર ખાય છે અને તારા મંડળની વચમાંની ખાલી જગ્યાના ઇથર નામના તત્વને પોતાની ગતી લાગુ પાડીને બહુ દુર આવેલી દુનીઆઓમાં ગરમી અને રોશની ઉત્પન્ન કરે છે. આપણે જણાવ્યું છે કે તે આ કીરણો ચોક્કસ જાતની રૂપવાળી ચીજો સાથે સરખાવવામાં આવ્યા છે, અને હર્ષલ કહે છે કે "જો કે આવા રૂપોને માટે આપણે એમ બોલીયે કે તેઓ જીવદાર છે, તો તે બોલવું ઘણુંજ ઉધ્ધતાઇભરેલું ગણાય. (શા માટે ?) તોપણ તેઓ તે પ્રાણ સાચવનારી ક્રીયા-ગરમી, રોશની અને વીજળી ઉતપન કરવાને શકતીવાન છે તે આપણે જાણતા નથી." શું આ એક સુંદર વીચારમાં ગ્રાહ્ય હોય એ બનવાજોગ છે ? આપણી પૃથ્વી કે જે સઘળા જીવોથી ભરાઇ જાય છે તેમજ બીજા ગ્રહો કે જેઓની વ્યવસ્થા કરનારા તરીકે બળીઓ સુર્ય છે, તે ગ્રહો ઉપરથી એક રીતે જીવો પથરાયલા છે, તે સઘળાના મુળ તરીકે આપણા ગ્રહ મંડળના વચલા સુર્યના પ્રાણને સજીવણ રાખનાર તત્વના ધબકારા શું હસ્તી ધરાવી શકે ?

ગુપ્ત વીદ્યા એનો જવાબ આપે છે, અને કોઇ દહાડો હાલની વીદ્યા એ બાબેનું ખરાપણું શોધી કહાડશે.

મી. કંત એકવાર ફરીથી કહે છે, "પણ જીંદગી-પ્રાણ સાચવનારી શકતી-ને રોશની, ગરમી અથવા તો વીજળી કરતાં ઘણી વધારે ઉંચી જાતની એક શકતી તરીકે, તેમજ તેને ખરેખર તેઓ સઘળાં ઉપર કાબુ ચલાવવા લાયક (આ એ એક તદન ગુપ્ત વીદ્યાને બંધબેસતું છે) સમુત્રામાં તેમજ વળી Photo sphere ને પ્રાણને સાચવનારી શકતીના અસલ મુળ કારણ તરીકે ગણવા લેખવાની અટકળ તરફ સંતોષ જાહેર કરવાને અને સુર્યની શકતીઓને જીંદગી સાથે સરખાવવાનું જે અનુમાન છે તેને એક કવેસરના જેવી ખુશી સાથ સ્વીકારવા સારૂં ખરેખરી રીતે આપણને ઇચ્છા થાય છે."

આવી રીતના આપણા પાયા સમાન ગણાતા ફતવાઓમાંના એકને માટે હાલની વીદ્યાની રૂહે આપણને એક ઘણો અગત્યનો ટેકો મળે છે, તે એ છે કે (અ) સુર્ય એ પ્રાણસજીવણ શકતી જે વીજળીનું એક રૂપ છે તેનો ભંડાર છે અને (બ) કે જીવવાળા મોજાઓ, જેઓ ખાલી જગ્યામાંથી તેમજ પરૂથવી પર વસ્તી દરેક જીવવાળી ચીજના બાંધાઓમાંથી આરપાર પસાર થઇ જાય છે, તે મોજાઓ તેના ગુપ્ત તેમજ કદી બી માપ થઇ ન શકાય એવાં ઉંડાણોમાંથી બહાર પડે છે. Secret Doctrine Vol I P. P, 577-580.

## સુર્યમંડળનું અંતઃકરણ તે સુર્ય છે.

જેમ સરેહમાં કહેવામાં આવે છે તેમ :-

સુર્યને લગતી દુન્યાં (મંડળ)નું અંતઃકરણ તે સુય છે, અને તેનું તે અંતઃકરણ નજર પડતાં સુર્યની પછવાડે છે. ત્યાંથી દરેક ગ્રહના જથાના મધ્યબીંદુમાંથી લાગણીનો ગુણ પસાર થઇ જાય છે અને જીંદગી તત્વના મોજાઓ દરેક તંતુઓ અને નસોની અંદર દાખલ થાય છે. અહો તેના શરીરના અવ્યવો અને નાડના ધબકારા જેવા છે.

બીજી બાજુએ જેવી રીતે કહેવામાં આવ્યું છે તેમ ગુપ્ત વીધ્યા સુર્યને એક બળતા ગોળા તરીકે કબુલ રાખવાના પાડે છે, પણ તેનું માત્ર એક દુન્યાં તથા એક ઝળક આપનાર ગોળા તરીકેનું વર્ણન આપે છે, (અને એવું હું મેરે છે કે) ખરેખરો સુર્ય તો પાછળ ઢંકાયલો છે, અને દેખાવ આપતો સુર્ય તો તેનો માત્ર એક ઓળો અથવા કોટનો જેવો છે. 'નેસ્મીથ'ને જે ભાગો વીલો ઝાડના પાંદડાં જેવા લાગ્યા હતા તેને તે પ્રોફેસર સુર્ય ઉપરના રહેવાસીઓ તરીકે ભુલમાં ગણે છે, તે ભાગો ખરેખરી રીતે તો સુર્યની પ્રાણ સજીવણ શકતીના ભંડારો જેવા છે. તે જીવણ શકતીવાળી વીજળી આખા સુર્યમંડળનું પોષણ કરે છે. અંદીઠ હાલતમાં રહેલો સુર્ય આપણી નાની રચાયલી સૃષ્ટીનો (સુર્યમંડળનો) એવી રીતે ભંડાર હોવા સાથે પોતાનો સજીવન રાખનારો પ્રવાહી પોતેજ ઉત્પન્ન કરનારો અને જેટલું તે આપી દે તેટલુંજ હમેશાં પાછો મેળવનારો છે. અને નજરે પડતો સુર્ય તો ખરા સુર્યના મહેલમાં અને તેની રૂબરૂની નજદીકમાં કાપી કાપેલી એક બારી સમાન છે, તેમ છતાં જેમાંથી અંદરની રચના ખામી વનાની દેખાવ દે છે.

આએ પ્રમાણે સુર્યના મનવંત્રના હીગામમાં અથવા તેની જીંદગી દરમ્યાન માણસના શરીરમાના લોહીના ફરવાની માફક આપણા આખા સુર્યમંડળ કે જેના દીલગુરદા તરીકે આપણા સુર્ય ભાગ ભજાવે છે તેમાં પ્રાણસજીવણ પ્રવાહીનું નીયમીત રીતે વહેવું હોય છે. જેટલી વખત લોહી શરીરમાંથી પાછું ફરી આદમીના દીલગુરદામાંથી પસાર થાય છે, તેટલી વખત ત્યારે જેવી રીતે દીલગુરદો સંકોચાઇ જઇ પાછો ખુલ્લો થાય છે, તેજ પ્રમાણે બરોબર રીતે સુર્ય સંકોચાતો તેમજ પાછો ખુલ્લો થતો માલમ પડે છે. (જે પ્રમાણે માણસનું લોહી) માત્ર એક અથવા એવીજ રીતના વખતમાં એક આંટો થઇ આવે છે, તેમ કરવાને બદલે સુર્યના લોહીને તેનો ચકરાવો લેતી વખતે દશ વરસો વહી જાય છે, તેમજ ધોરી નસો અને દીલગુરદા

માંની પોલી જગ્યાઓમાંથી પસાર થઈને તે ફેફસાંઓને સાફ કરે છે, અને ત્યાં આગળથી સુર્ય મંડળની મોટી ધોરી નસો તરફ પાછું ફરે તે આગમજ એક વરસ વહી જાય છે. જે પ્રમાણે આપણી દુન્યામાં જીવતા પ્રાણી, ઝાડ અને ખણીજ પદાર્થ વતીક દમ લે છે, તેજ પ્રમાણે સૃષ્ટી એટલે આ બાબદમાં આપણી પૃથવી શ્વાસોસ્વાસ લે છે, અને આપણી દુન્યાનો ગોળો પોતે પણ તેવીજ રીતે દર ૨૪ કલાકે દમ ખેંચે છે. સુર્યના ભીતરમાંથી નીકળતી વરાળની અસરથી શોષણ ક્રીયા ચાલવાને લીધે તેમજ ફાધર સુચી સુચવે છે તે પ્રમાણે તેના અવલોકન કરનાર અને Photosphere ની તે વચ્ચે આવવાને લીધે કાળી જગ્યા થતી હોય એવું દીસતું નથી. તેમજ તે થાંભાઓ જડ પદાર્થ (એટલે ગરમ અથવા વાયુરૂપી તત્વ) જેનું વહેતું સુર્યના ચાટલા ઉપર પડો વળે છે તેના એકલાથીબી તે (થાંભા)ઓ ઉત્પન્ન થતા નથી. જે વખતે તે દીલગુરદાના પોકળ સ્નાયુઓમાંથી લોહી પસાર થાય છે, તે વખતે જેમ નીયમીત અને તંદુરસ્તી ભરેલી નાકના ધબકારા થાય છે, તેજ પ્રમાણે આએ સુર્યને ચમતોબી દેખાવ થઈ રહે છે. દાખલા તરીકે ખગોળ વીદ્યાને લગતા ભાષણ કરનારા જેવી રીતે પરદા ઉપર ચંદરમાનો આકાર બતાવે છે, તેવીજ રીતે જો માણસનું હઈયું અથવા દીલગુરદાને જો તેજસ્વી બનાવી શકાય અને તે જીવતાં અને ધબકારો કરતાં અવયવોનો એક પરદા ઉપર તેનો પડછાયો પાડી શકાય એટલા તેઓને ખુલ્લા દેખાડી શકાય તો ત્યારે એક માણસ પોતેબી દર સેંકડે સુર્યના થાંભા જેવો દેખાવ બનતો જતો જોશે, અને તેઓ સંકોચાવાથી અને લોહીના ફરવાને લીધે થતા [illegible]ના એવુંબી જોઈ શકશે.

(Secret Doctrine Vol I
P. P. 591)

## કેબેલીસ્તોનો મધ્યમબીંદુનો સુર્ય.

કેબેલીસ્ત મત પ્રમાણેબી એક મધ્યમાં રહેતો સુર્ય અને આપણા પોતાના સુર્યને ગણત્રીમાં લેતાં દરેક સુર્યમંડળમાં ત્રણ ઉપ સુર્યો હોય છે. 'જીંદગીના અને ધર્મના નવા નવા રૂપો' નામની વીદવતાભરી પણ પાકા વીચારોથી ખીચોખીચ ભરેલી કેતાબ કે જેમાં ઘણા ઉંડાણથી વીચાર કરીને એકઠા કીધેલા કેબેલીસ્તોના મતોનો એક સંગ્રહ કરવામાં આવેલો છે, તેમાં એમ જણાવે છે, તેમ તેઓના વીચાર પ્રમાણે [તેમજ આએ લોકોના મત પ્રમાણે] મધ્યબીંદુનો સુર્ય એ સ્થીરતાનું મધ્યબીંદુ જેવો હતો. તે બીંદુમાંથી સઘળી ગતી ઉત્પન્ન થતી હતી એમ કહેવામાં આવતું હતું. આ મધ્યના સુર્યની આસપાસ ત્રણ સુર્યમાંનો પહેલો સુર્ય તેના ધરૂવની સપાટીએ રહેતો હતો...... જ્યારે બીજો તેનીજ સપાટીએ ચકરાવો લેતો હતો! અને ત્રીજો તો આપણને નજરે દેખાતો સુર્ય હતો. આએ ચાર સુર્યના ગોળાઓ એવી રીતની જ્ઞાનઇંદ્રીઓ જેવા હતા, કે જેની ક્રીયા ઉપર માણસો જેને ખલક અથવા સૃષ્ટી કહે છે તે, એટલે પૃથવી પરનું જીંદગીનું પ્રગટીકરણ આધાર રાખે છે. આએ ગોળાઓની અસર પૃથવી પર લઈ જવા માટે જે સાધનો વપરાતાં હતાં તેને તેઓ (કેબેલીસ્તો) વીજળીક ગુણવાળાં કહેતા હતા. સુર્યમાંથી એક પ્રકાશીત શકતી બહાર પડીને આપણી દુનીયાને એક પાણીવાળા ગોળા તરીકે જન્મ આપ્યો—[જે ગોળાની વળાણ] એક ગ્રહને લગતા શરીરના સમુદાય તરીકે (મધ્યમાંના) સુર્ય તરફ ખેંચાવાની હતી; જેના આકર્ષણની હદમાં તે પૃથવીના ગોળાની પેદાશ થઈ હતી.

પણ તે વીજળીક શકતીએ એકસરખી રીતે બંનેને વીજળીક ગુણવાળા બનાવીને એકને બીજા આગળથી દુર રાખ્યા; અને એવી રીતે તે મધ્યબીંદુના આકર્ષણ કે જેની તરફ આ પ્રમાણે

પહોંચવા સારૂ તે ગોળ ફરતા ગ્રહોએ (દુનયાઓએ) ઇચ્છયું. તે મધ્યબીંદુના આકર્ષણની આસપાસ ગતીઓને એક બીજામાં એવી રીતે તેણે (ગુચવાવી નાખી.

ઇંદરીઓવાળા છીદ્રમાં ખુલ્લી આંખે દેખાતા સુર્યને તેનું પોતાનું ખરેખરૂં કમળ માલમ પડયું; અને વનસ્પતી પદાર્થને સંપુર્ણ કરવા દરમ્યાન આએ કમળમાંથી પ્રાણી માત્રને પેદા કીધાં; તેમજ તેની પેદાશની આખરે માણસને બનાવી તેને પેદાશનો મુખી બનાવ્યો, જે માણસમાં તે પ્રાણી માત્રની પેદાશની અચેત ક્રીયા મારફતે તેણે મીનોઇ બીંદુઓની શરૂઆત કીધી. પણ જે માણસને આવી રીતે પ્રાણી માત્રના ઉપરી તરીકે પસંદ કીધો હતો તે માત્ર હેવાન જેવો આત્મા વગરનો અને ખાકી બનેલો હતો. એવી રીતે જોકે માણસ દેખઇતી રીતે તેની પેદાયશના તાજ જેવો લાગતો હતો, તો પછી તેના આવવાથી કરી પેદાશનો છેડો આવેલો સમજાતે. કારણકે જયારે કુદરતની પેદાશ તેના પેદા થવાથી ઉંચી ટોંચે ચઢી હતી એ વાજબી થડતે તો પછી તેના મરણ પામવા બાદ તે પાછી પડતી હાલતમાં આવવાની શરૂઆત કરતે.

(Secret Doctrine Vol II p. p. 250).

## સુર્ય એ માત્ર અણુદીઠ મીનોઈ સુર્યનું ચીનહ છે.

પુરાતમ જમાનાના લોકોના કાયદા કાનુનોનો ગુપ્ત વીદયાની રૂએ ખોલાસો કરવાને જે બીનમાહીતગાર છે તેને માટે તે અસલી જમાનાના લોકોનું આકાશી ગોળાઓ બાબે શું મત હતુ તે જાણવું ઘણું મુશકેલ કામ છે. એક બાજુથી 'ફાઇલોલોજી' અને 'કમપેરેટીવ થીઓલોજી'વડે જેઓએ પૃથકરણ કરવાના નેહમતભર્યાં કામની શરૂઆત કરી છે, તેઓ હજુર સુધી મનમાનતાં પરીણામો નીપજાવી શકયાં નથી. ભાષાના અલંકાર રૂપથી આપણા ટીકાકારો એટલાં બધાં ગોતાં ખાઇ ગયા છે કે તેઓએ કારણોને અસરો સાથે અને અસરોને કારણો સાથે ભેળી નાખ્યાં છે. જયારે દરેક શકતી એક વખત કર્તા થઇ બીજી વખત કાર્ય રૂપ ધારણ કરી અને એવી રીતે એકમેકમાં બદલાઇ જતી હોવાથી કરી કોણ શકતી કારણરૂપ અને કોણ શકતી અસર રૂપ છે એવી રીતના તે શકતીઓના એકમેક સાથના સંબંધના ગુચવણ ઉભા કરનારા દેખાવથી કરી તે બાબે ખોલાસો કરવાને આપણા મોટા મોટા વીદવાનોનેબી ઘણું ભારી પડી જાય છે. આજ પ્રમાણે જો આપણે ભુષતર વીદયા જાણનાર વીદવાનને પુછીશું કે 'રોશની ગરમીને પેદા કરે છે, કે ગરમી રોશનીને પેદા કરે છે' ? તો ઘણું કરી આપણે એવો જવાબ મેળવવાની વકી રાખીશું કે ખરેખર રોશની ગરમીને પેદા કરે છે ! બહુ સારૂ પણ તે કેવી રીતે ? શું તે મહા શીલપીએ, સુર્ય જે એકલોજ માત્ર રોશની પંઠરાવનાર છે એમ કહેવામાં આવે છે, તેને પહેલાં બનાવીને પછી ગરમી ઉત્પન્ન કીધી ? પહેલી નજરે આવો સવાલ પુછવામાં અજ્ઞાનપણું બતાવેલું કહેવાશે. પણ કદાચ જો આપણે તેઓનો ઉંડાણથી વીચાર કરીશું તો તેઓ કાંઇ જુદાંજ રૂપો ધારણ કરતાં જણાય છે. 'જેનીસીસ'માં જણાવવા પ્રમાણે ખોદા પહેલાં રોશની પેદા કરે છે; અને તે સુર્ય, ચંદ્ર તેમજ તારાઓને પેદા કરે છે તે આગમજ ત્રણ દહાડા અને ત્રણ રાત ગુજરેલી જણાવવામાં આવે છે. હાલની (કહેવાતી) પુરેપુરી વીદયાની સામે જેનીસીસમાં કરવામાં આવેલા આ નહી માફ થઇ શકે એવી ચુકથી કરી જડવાદીઓમાં ઘણી રમુજ પેદા કીધી છે. અને જો આપણી રોશની તેમજ ગરમી સુર્યમાંથી આપણને મળે છે એવા તેઓના મતને જો તોડી શકાય નહી તો તેઓનું હસવુ ખરેખર હમેશસુધી રહી જશે.

હમણાસુધી તો આએ મતને તોડી પાડવા સારૂ કાંઇપણ બનાવ બનયો નથી. જેમ એક વાયજી કરનારના મત મુજબ:(કોઇ બીજાં વધારે સારાં નામ

ની ગેરહાજરીમાં) "અટકળોની શહેનશાહતમાં રાજ્ય કરવામાં આવે છે." અસલી સુર્યની આરાધના કરનારાઓ મોટા ઇશ્વરને સરૂષ્ટીના ધણી તરીકે એટલે કુદરતની સાથે એક તરીકે અને સુર્યને એક દેવતા તરીકે ગણતા હતા. "જેમાં જીંદગાની બક્ષનાર ધણી રહે છે." હીંદુ શાસ્ત્ર પ્રમાણે 'ગામા' એ સુર્ય છે, અને "તે સુર્ય સઘળા આત્માઓનું તેમજ સઘળી જીંદગીનું મુળ છે." અગ્ની જે મીનોઇ આતશ તેમજ હીંદુઓનો દેવતા છે, તે અગ્ની સુર્ય છે. કારણ કે આતશ અને સુર્ય એ બંને એકજ છે. અહુરમજદ તે રોશની છે, અને તે સુર્ય દેવતા છે, અથવા જીંદગી બક્ષનાર છે. હીંદુ ફીલસુફી પ્રમાણે આત્મા અથવા જીવો દુન્યાના આત્માની અંદરથી બહાર પડે છે. અને જેમ આતશની ચીંગારીઓ આતશમાં પાછી મળી જાય છે, તેમ તે (અહુરમજદ)માં તેઓ પાછા આવી મળે છે. પણ વળી બીજી જગ્યાએ એમ કહેવામાં આવે છે, કે "સુર્ય એ સઘળી ચીજોનો આત્મા છે, દરેક ચીજ તેમાંથી નીકળે છે અને તેમાં પાછી મળી જાય છે," જે બતાવી આપે છે કે અહીં આ સુર્ય બોલ અલંકારીક રીતે વપરાયો છે, અને તે મધ્યબીંદુના અંદીઠ સુર્ય (ખોદા) સારૂ છે કે જેનું ટુંકામાં કહીએ તો રોશનીમાંથી બહાર નીકળેલું પ્રગટ રૂપ 'સેરીરા' નામે હતું.

ઇઝીકાયલ કહે છે કે મેં આસપાસ જોયું તો મને માલમ પડયું કે ઉતર તરફથી જે વંટોળીઓ નીકળી આવ્યો, તે એક મોટાં વાદળ રૂપે હતો; અને તેની અંદર આતશ વીંટળાયલો હતો. "અને તેની આસપાસ પ્રકાશ પથરાયલો હતો." "અને તેનો આકાર એક તખ્તના જેવો લાગતો હતો......અને વળી તેના ઉપર બેઠેલાં માણસ જેવો દેખાવ હતો......અને જાણે કે આતશનો દેખાવ મેં ત્યાં જોયો, તેની આસપાસ સઘળે ઠેકાણે ઝળકાટ પસરી રહયો હતો." અને દેનીઅલ તે અસલી પુરાતમ વખતના લેખાણામાં જણાવેલા એનસોફ વીશે બોલે છે, કે તેનું તખ્ત આતશી હતું; તેના પઇડાં બળતા આતશના બનેલાં હતાં. એક આતશી ધાર પ્રગટી નીકળી અને તે તેની આગળ આવી ઉભો." (ઇનોકની કેતાબ XIV, 7)

આએ કેતાબમાં જો જગ્યાની કોતાઇ ન હતે તો, અસલી પ્રજાઓ જેમાં સુર્યની આરાધના કરનારા સુધાં આપણા દેખઇતા સુર્યને પોતાના અલંકારીક, અંદીઠ તેમજ મધ્યબીંદુમાં રહેલા સુર્ય દેવતાના એક ચીન્હ ગણવા સીવાય બીજી કશી રીતે માન આપતા ન હતા, એવી સાહદતો અમો સેહેલાઇથી રજુ કરી શકતે. એ ઉપરાંત આપણી હાલની વીધ્યા જે આપણને શીખવે છે કે આપણા સુર્યમાં રોશની અને ગરમીનું મુળ છે, અને કે તે આ એજ સહ છે કે જે આપણી આસપાસની સઘળી ખુલ્લી આંખે નજરે પડતી સરૂષ્ટીને સઘળી જીંદગાની બક્ષે છે, એ વાત તેઓ કબુલ રાખતા ન હતા. 'તેનો ઝળકાટ નાશ પામ્યા વગરનો છે' એમ રૂગવેદ સમજાવે છે. "અગ્નીના અતીશય ચમકાટ કરનારાં, સર્વવ્યાપક, હમેશાં વહેતાં, નાશ પામ્યા વગરના કીરણો નીરંતર એકસરખાં ને સરખાંજ છે." આ બ્યાન ખુલ્લી રીતે તે મીનોઇ મધ્યનો સુર્ય કે જેના કીરણો સઘળે ઠેકાણે ફેલાયલાં છે અને હમેશના ચાલુ વહે છે, તે હમેશગીના અખુટ જીંદગી બક્ષનારને લગતું છે તે પોતે બીંદુ છે, (વળી) તે ગોળ ધરાવો (કે જે કેઠે પણ હઇયાત નથી) તેનું તે મધ્યબીંદુ ( જે સઘળે ઠેકાણે) છે. તે આકાશીક તત્વ, ને મીનોઇ આતશ, સઘળી બાજુએ ફેલાયલો રવાન અને ફરોહર (આત્મા) તેમજ ગુપ્ત છે. તે જડવાડીઓની ગુચવણ અને નીરાશા છે. એ જડવાડીઓને એવું માલમ પડશે કે જે હમેશગીની અંદર એકમેક સાથે સંબંધ ધરાવતી સરૂષ્ટીને લગતી અસંખ્યાબંધ શકતીઓને પ્રગટ રૂપ ધારણ કરવાનું કારણ આપે છે, તે ફકત મીનોઇ વીજળીક અથવા બરોબર કહીએ તો લોહચુંબકીક શકતી છે. અને કે તે સુર્ય જે છે તે આકાશમાં છોડી મુકેલાં લખો પર લખો લોહચુંબકો માંનો એક છે. જે એક પ્રતીબીંબ પા

ડનાર આરસી સમાન છે, એવું જેનરલ પ્લીઝનટનનું કહેવું છે. કે તે સુર્યમાં ચંદ્ર અથવા ચળકાટમંદ તારાઓના આકાશમાંના ખીચોખીચ આવી રહેલા જથ્થા કરતાં વધારે ગરમી હોતી નથી; કે ન્યુટોનયન મતની અંદર સરૂપટી આકર્ષણનો જે ખ્યાલ આપ્યો છે, તે માત્ર કાંઇજ નહી પણ લોહચુંબકીક આકર્ષણ અને નીરાકર્ષણ છે. સુર્ય મંડળના ગ્રહોની આકર્ષણ શકતીને લીધેજ તેમજ ખુદ સુર્ય અતી વધારે મજબુત આકર્ષણ શકતીની મદદથી, અને નહી કે તેઓના વજન અથવા ગુરૂત્વાકર્ષણથી કરી, તેઓના સઉસઉના ફરવાના માર્ગોની અંદર તેઓની ગતી નીયમીત રીતે પોતાનું કામ બજાવે છે. આ અને એથી અતીઘણું વધારે તેઓ શીખે એમ છે. પણ તે વખત આવે ત્યાંસુધી આપણને અધર્મીપણા માટે જીવતાં ને જીવતાં બાળી મુકવાને બદલે અથવા એક દીવાનાશાળામાં ગોંધી રાખવાને બદલે ફક્ત આપણી હાંસી થઇનેજ રહેશે તેટલા માટે આપણે સંતોષ માની લઇશું.

The Isis Unveiled Vol II

P. P. 270-71.

## સુર્ય અને ગ્રહો.

એક ધુમકેતુ ઘણોખરો ઠંડો પડીને સુર્યનું રૂપ ધારણ કરી ઠરીઠામ થાય છે, ત્યાર પછી તે આસ્તે આસ્તે પોતાની આસપાસ એવા ગ્રહોનું આકર્ષણ કરે છે કે જેઓ હજુરસુધી કોઇ સુર્યમંડળને લગતા ન હોય. અને આવી રીતે લાખો વરસો ગુજરવા દરમ્યાન એક સુર્ય મંડળ બની રહે છે. જે ગ્રહ ઉજડ થઇ ગયો હોય તે તેની વારી આવતાં બીજા સુર્યમંડળના ગ્રહના એક ચંદ્ર તરીકેની જગા લે છે.

જે સુર્ય આપણે જોઇએ છીએ તે ખરા મીનોઇ સુર્યનો માત્ર પડછાયો છે. આ પડછાયો એક બહારની ઘટ ચીજ જેવો હોવાને લીધે એક કામરૂપ શરીર જેવો છે. એવી રીતે સઘળા સુર્યો રચનાવાળી સરૂપટીના કામરૂપ શરીરો સમાન છે. પોતાના મંડળના બાબમાં તો સુર્ય નારાયણ જીવ્હીતત્વ સમાન છે. કારણકે તે આએ ખાકી ભુવનપર અંદીઠ હાલતમાં રહેલો મીનોઇ સુર્ય કે જે આત્મા છે તેના પડછાયા અને વહાણુસમાન છે. સઘળી 'ફોહાત'ને લગતી શકતી–વીજળી વગેરે આ પડછાયામાં છે.

The Secret Doctrine Vol II

P. P. 502.

## સુર્ય ખાકી અને મીનોઇ બંને રૂપો ધરાવનાર છે.

સુર્ય એ જડ પદાર્થ છે, અને સુર્ય વળી આત્મા છે. આપણા [કહેવાતા] મુતીંપુજક બાપદાદાઓ, તેઓના સીધા વારસો તે હાલના પારસીઓની માફક, સુર્યની અંદર ઇશ્વરતા જોવા માટે અને તેજ વખતે તે ખાકી ચીન્હમાં છુપાયલા આત્મીક (મીનોઇ) અને ખાકી દુનીયાંઓને લગતી રોશનીનાના નુરમંદ ખોદાની હાજરી અંદર હોવાનો ખ્યાલ લાવવા સારૂં પોત પોતાના જમાનામાં ડહાપણ ધરાવનારા હતા અને છે.

આગળ વધી ગયલા જડવાડીઓનો પંથ કે જે ખોદા, આત્મા, તેમજ રવાન વીષે માનતો નથી અને માણસ નામની બહાર કાંઇબી ચીજની હાજરી હોવાની વાતને સાફ ના પાડે છે, તેઓજ માત્રથી આવા મતને વહેમ તરીકે ગણી શકાય એમ છે. પણ જો ધર્મગુરૂઓએ ફેલાવેલો અનીષ્ય ખોટો વહેમ માનવાથી કરી લોરેન્સ ઓલફન્ટના બોલોમા બોલ્યે તો તેથી એક માણસ મુર્ખમાં ખપે છે, તો બીજા હાથપર વળી તે બાબેનો હદથી જયાદા અણગમો ધરાવનાર આદમી દીવાનાપણાની હાલતે પુગે છે. જડવાડીઓ કે જેઓ કાંઇ ચીજની હસ્તીજ માનતા નથી તેથી કરી એવી રીતે તેઓને દીવાના હોવાનો દોષ લાગુ પાડી શકાય છે, તેના કરતાં આપણે હદથી જયાદા ધર્મીષ્ઠપણે માની લઇને મુર્ખમા ખપવાનો દોષ વધારે પસંદ કરીશું. એ કારણને લીધે જડવાડીઓ તરફના હુમલાની સામે થવાને, અને આ ગ્રંથ કરતાને આગે કેતાબ લખવાને માટે નહી, પણ જે કાંઇ એ કેતા

બમાં લખયું છે તેની અંદર માન્ય કરવાને માટે સામી પક્ષ તરફથી જે ટીકાઓ થાય છે, તેની સામે થવા માટે ગુપતવીદયા જાણનારાઓ તદન તઇયાર છે.

ખગોળ વેતાઓ તેમજ સીધ્ધ પદાર્થ વીજ્ઞાન ધરાવનારાઓ પ્રાણી ગુણ શાસ્ત્ર જાણનારા કરતાંબી તેઓના જડવાડી વીચારો ધરાવવામાં તર્કશાસ્ત્રના કાયદા વીરૂધની અતીષય હદે પુગેલા છે; અને આ સાબેત કરવાનું છે કે મીલતનની "આકાશીક રોશની જે નીર્મળ તત્વ રૂપ છે તે સઘળી ચીજોમાં પહેલી પેદા કીધેલી ચીજ છે." તે એકલીને બદલે જડવાડીઓ તેને નીચે પ્રમાણે ફેરવી વાપડે છેઃ—

"અરે તું દીલપઝાર અસલ રોશની સઘળાં ખાકી પ્રાણીઓમાંની સર્વથી પહેલી અને સર્વથી શ્રેષ્ટ છે." કારણકે ગુપત જ્ઞાનીઓ સારૂં તે એકી વખતે આત્મા અને ખાક બને છે. ગતી કે જેને હાલ જડવાડીઓ તરફથી ખાકી પદાર્થના એક ગુણ તરીકે લેખવામાં આવે છે, અને તે સીવાય બીજું કાંઇજ નથી એમ કહેવામાં આવે છે, તેની પેલી બાજુએ તેઓ (ગુપત જ્ઞાનીઓ) તે નુરાન નુરની હાજરી જોઇ શકે છે. "તે રોશનીનો આત્મા છે," જે હમેશગીના પવીત્ર તત્વમાંથી પહેલો પેદા થયલો છે; જેની શકતી અથવા ધારોનો સુર્યની અંદર સંગ્રહ કરી રાખવામાં આવ્યો છે; તે સુર્ય જેમ મીનોઇ તેમજ રૂહાની ભુવનોને રોશની તેમજ જીંદગી બક્ષનાર તરીકેની પદવી ધરાવે છે, તેજ પ્રમાણે તે ખાકી દુન્યાનો મહાન જીંદેગી બક્ષનાર છે.

બેકનના એરીસ્ટોટલના લખાણોને અપુર્ણ રીતે સમજીને સજીવણ કરેલાં ધોરણથીજ માત્ર નહીં પણ તેના લખાણોની સાધારણ લક્ષણપરથી માલમ પડે છે, કે જડવાડપણાંનો ઝુંડો ઉઠાવવામાં તે પહેલો હતો. જયારે તે નીચે પ્રમાણે જણાવે છે ત્યારે માણસીક પ્રગટીકરણનો અનુક્રમ ઉંધો કરે છેઃ—

ખોદાની પહેલી બનાવત ઝુધ્ધીને લગતી રોશની હતી, છેહલી બનાવત વીવેક બુધીની રોશનીની હતી; અને તેના સેબાથનું કામ તે ત્યાર પછી આત્માની રોશનીને લગતું છે.

ઉપલું તદન ઉલટુંજ છે. આત્માની રોશની એ ગુપ્તજ્ઞાની અથવા કુદરતના છુપા ભેદ ભર્મો જાણનારનો હમેશનો 'સેબાથ' છે, અને તે માત્ર બહારના અર્થ ઉપર થોડુંજ લક્ષ આપે છે. "રોશની થાઓ" એ અલંકાર વા કથનો અર્થ ગુપ્ત જ્ઞાનની રીતે કરતાં "રોશનીના પુત્રો થાઓ" કરી થાય છે. સઘળા નજરે પડતા દેખાવનો તે દેખાવ આપનાર કારણ રૂપ છે. જયારે રોમન કેથોલીકસો આ ફકરો ફરેસ્તાઓને લાગુ પાડે છે, ત્યારે તેઓ તે બાબદમાં ખરા છે, પણ જયારે તે ઓ એક હદ બંધાયલા ખોદા કે જેને હમેશાં ગર્જના કરતા અને શીક્ષા કરતા 'જીવોહા'નું રૂપ આપે છે ત્યારે તેઓ ફરેસ્તાઓને તેની શકતીઓ તરીકે લઇને તેનો અર્થ કરે છે. આએ હસ્તીઓ તે રોશનીના પુત્રો છે. કારણ કે તે તે બે ફીનાર રોશનીનો મહાસાગર જેનો એક ધ્રુવ મીનોઇ આત્મા કે જે બીન હઇયાતીનાં અનહદતામાં ગુમ થઇ ગયલો છે, અને બીજો ધ્રુવ તે જડ પદાર્થ છે કે જેમાં તે ઘટ રૂપ ધારણ કરે છે, અને જેમ જેમ તે પ્રગટ રૂપ લે છે, તેમ તેમ તે વધારે ને વધારે કઢંગા આકાર ધારણ કરે છે, તેમાંથી તેઓ (ફરેસ્તાઓ) નીકળે છે, અને તેઓ પોતાની મેળે ઉત્પન્ન થયલા છે. એટલા માટે જો કે જડ પદાર્થ તે રોશની કે જેના કીરણો ઉત્પન્ન કરનારી શકતીઓ છે, તે તેના માત્ર માયારૂપી (ભમાવનારા) કચરા સમાન છે, તોપણ તેમાં તે મુળ તત્વના આત્માની સંપુર્ણ હાજરી હોય છે; જેને વીષે તેના સંપુર્ણ અંધારા રૂપી હાલતમાંથી બહાર પડેલા રોશનીના પુત્રો (અમસાસપંદો) વતીકબી કદીબી જાણશે નહી. મીલતને એ વીચાર જેમ સુંદર પણે તેમ સચાઇથી ભરપુર રીતે દર્શાવ્યા છે, તે પવીત્ર રોશનીને આવકાર દેવામાં આવે છે, જે રોશની આકશમાંથી ઉત્પન થયલી, પહેલી જન્મ પામેલી, હમેશ-

ગીના હમેશ સાથે રહેનારાં કીરણ જેવી છે. કારણ કે જયારે ખોદા એ રોશની છે, અને તે પોહોંચી નહી વળાય એવી રોશનીમાંજ માત્ર હમેશગીમાં રહેતો હોવાથી તું કે જે નુરમંદ તત્વનો હસ્તી ધરાવનાર ઝળકાટ છે તેમાં તેણે ત્યાર પછી વાસો કીધો.—The Secret Doctrine Vol II. P. P. 520.

## સુર્ય એ સર્વનું મુળ છે.

રંગ એ એક માત્ર અજાયબ જેવો ગુણ છે જે માત્ર રોશનીની મદદ વડેજ પારખી શકાય છે; અને રોશનીનું મુળ તે સુર્ય છે. (Rig Yeda I 14.)

જે પ્રમાણે નજરે પડતા સુર્યને પેલા આકાશમાં જોઇએ છીએ, તે સુર્ય, ચંદર અને બીજા ગ્રહોને તેમજ આખી સ્રષ્ટીને રોશની આપે છે અને રાતરૂપી અંધારૂં દુર કરી નાખે છે, તેજ પ્રમાણે માનોઇ સુર્ય કે જે માણસીક અંતઃકરણના પદમમાં રહે છે તેની સાથે એકજ છે. તે પદમ (કમળ) તે ઇથર વાયુને બરોબર બંધ બેસે છે; અને એટલાજ માટે તેમાંનું કોઇબી એક-સરખી રીતે પદમ કહી શકાય; પછી તે માણસના અંતઃકરણમાં વાસો કરતું હોય અથવા સરૂષ્ટીમાં હઇયાતી ભોગવતું હોય તે બધુ સરખુજ છે; અને તેના પાંદડાંઓની ચાર મુખય દીસાઓ અને હોકાયંત્રમાં જણાવેલા ચાર વચ ગાળેના બીંદુઓ છે. (Maitryana Brah Upanishad VI 2). આ સઘળું અહીંઆજ પુરૂં થતું નથી.

જેવી રીતે પેલા સુર્યના ચોકકસ કીરણો કે જે સુક્ષમના તરીકે ઓળખાય છે, અને ચંદરને રોશની આપવા સારૂ મુખ્ય કરી ભાગ બજાવે છે, તેવીજ રીતે માણસ (એટલે તેની ધારી નસ) માના સુર્યનું ચોકકસ કીરણ જે તેજ સુક્ષમના નામ ધરાવે છે તે તેટલુંજ જોરાવર છે, અને તેની ધારણા પર બરોબર ધ્યાન આપવામાં આવ્યું હોય તો તે આત્માને રોશની આપીને તેને હમેશગીના માર્ગ તરફ દોરવી લઇ જાય છે. (Yoga Chinstamani Up. Ch. I.) આગળ ચાલતાં આ સુક્ષમના વીશ્વાધાર એટલે સઘળાનો ટેકાવનાર નાડીને કરી કહેવામાં આવે છે, તે મુળાધાર તે નાભી ચક્રમાંથી લંબાય છે, અને વીનાં નદ તે બરડાની કરોડમાંથી પસાર થાય છે, અને બ્રહમરંધર એટલે માથાના તાલકાં ઉપર પહોંચી વળે છે; જયાંથી તે આનંદમય રોશની પસરાવે છે, જે દરેક ગ્નાનીના દીઠામાં આવે છે. Mandala Brah. Up. Ch. I; Sandily Ophanshad Ch. IV તેજ પ્રમાણે આપણા માથા ઉપર આકાશમાં ઉભો રહેતો સુર્ય દુન્યાના ભલાં અર્થે બલુ રોશની બહાર પાડે છે; કારણ કે હું ભાર મુકીને કહેવાની હીમત કરીશ કે સુર્યનો રાતો રંગ તે ખરેખરો તો બલુ છે; અને છેલ્લે એક કીરણ જેમ જગતની અંદર દરેક ઠેકાણે સાત મુળ રંગોમાં ફેલાઇ જાય છે, તેજ પ્રમાણે આપણા શરીરની નાડીઓમાંથી બહાર પડતાં કીરણો આપણી આસપાસ પંથરાઇ રહેલી ઇથર તત્વમાં પોતાની મેળે પસરી જાય છે. ખરેખર આએ બંને વર્ગના કીરણો રંગના નામથી જણાયલાં છે. જે ગુણ બહારનો સુર્ય ધરાવે છે તેજ ગુણ ભીતરનો સુર્યબી ધરાવે છે. તે મોટા આસ્ત્રીયન વીદવાન ગ્રંથ કરતાએ પશ્ચીમની દુન્યા નજદીક માણસના ખુરેહ વીષની શોધ બહાર પાડવામાં પહેલ કીધી; એટલે કે બેરન રીકનબાક માણસના માથાની આસપાસના ખુરેહના રંગો તેમજ જયારે એક લોહ ચુંબકનો સળીઓ ઉભી લીટીમાં ફેરવવામાં આવે છે ત્યારે જે રંગો તેમાંથી બહાર પડે છે, તેઓ વચેનું મોટું મળતાપણું પોતાના તેમજ બીજા સંખયા બંધ હલકા દીલના આદમીઓના અનુભવ ઉપરથી સાબેત કરે છે. અને એવી રીતે માણસ જાત અને બહારની જગત સાથે સ્વરસમતા (Harmony) બતાવી આપે છે. એ બાબે Chandogya Upanishadમાં નીચે પ્રમાણે કહે છે:—

અંતકરણની નાડીઓ ભુરા ઇથરવાલા પ્રવાહીની અંદર ભીંજાયલી હાલતમાં

હસ્તી ભોગવે છે. ખરેખર એક સફેદ, એક બલુ, એક પીળા અને એક લાલ રંગના ઇથરવાલા પ્રવાહીમાં તેઓ ભીંજાયલી રહે છે. ખરેખર તેવીજ રીતે સુર્યનારાયણથી સફેદ, બલુ, પીળા અને લાલ રંગમાં હસ્તી ભોગવે છે. જેમ એક ધોરી રસ્તો કે જેની બંને બાજુએ એક ગામડું આવેલુ છે, તે રસ્તો બંનેને જઇ મળે છે, એવીજ રીતે સુર્યના કીરણો આએ અથવા પેલી જગ્યાને જઇ મળે છે; તે સુર્યમાંથી તે કીરણો પંથરાઇ જાય છે; તેઓ ત્યાર પછી નાડીઓમાં દાખલ થાય છે. અને ત્યાંથી વળી ફરીથી તેઓ પસરી જાય છે." આએ બતાવી આપે છે કે દેખાતા સુર્ય તેમજ માણસના અંતઃકરણમાના સુર્ય વચ્ચે કેટલો બેહદ સંબંધ છે, અને અલબતાં સફેદ રંગ કે જે સઘળી આસ પાસ ફરી વળેલી રોશનીનો ખ્યાલ આપ વાની ધારણા અર્થે નીર્માન થયલો છે, તે વતરોગે પીળા, અને જાંબુરો બંનેમાં મુખ્ય રંગો તરીકેનો ભાગ બજાવે છે એવી રીતે વાંચનારે નોંધ લેવી.

હવે આપણે દરેક જુદા જુદા સંજોગો વચ્ચે માણસના શરીરમાં જોવામાં આવતા રંગોનું અનુમાન ઘણી બારીકાઇથી કરીશું, અને આએ રંગો શું બતાવે છે તેના ગુણોની ખાસ્યત બાબે પત્તો મેળવીશું.

મનુષ્યનું શરીર જે પાંચ મુળ તત્વોનું બનેલું છે તે તત્વોમાં રંગ છે. કે વળી ખાક તેમજ પાણી એ અનાસરો રંગ ધરાવે છે તે તો ખુલ્લે ખુલ્લુંજ છે. આતશની સાત આમ તેમ હાલતી જીભો જે તેના બળતાંના સાત જુદા જુદા તબકા અથવા હાલતો બતાવે છે તે વીપે પોઢીઓમાં પહેલવહેલા ઇસારા કરવામાં આવ્યા છે; (Mundokaya Up. Prasna Up). ત્યાર પછી વાયું (હવા) જે માણસમાં છે તે પાંચ પડ વાળો છે; જેનો દરેક વીભાગ રંગ ધરાવે છે. આ એ પ્રમાણે પ્રાણ અઃતકરણમાંની હવા છે અને તે ઉપર ચડે છે તેનો રંગ લાલ (રકત) છે, 'અપાન' કે જે હવા સફરાની આસપાસ મુકવામા આવેલી છે અને જે નીચે પડે છે તે સફેત લાલરંગ વાળી (ઇંદરગુપ્ત) છે; વૈયાન કે જે હવા આખા શરીરમાં છે, અને જેને ઉ પરથી ફરતો રહેલો વાયુ કહી શકાય તે ચળકતા પીળા રંગનો (અર્ચી) છે. ઉદાન જે ગળામાં રહેતો વાયુ છે, જે માણસ કાંઇબી ખો રાક લે છે અથવા પ્રવાહી પીએ છે તેને દબાવી રાખે છે તે સફેદ (અપાનકુરા) છે, અને સમાન જે વાયુ નાભીમાં રહે છે, અને જેનું કામ ખોરાક અને પ્રવાહીના વધારે નજીસ ભાગને નીચે આંતરડાંમાં લઇ જઇ મુકવાનું છે, અનેતે વધારે ઉમદા ભાગોને શરીરના દરેક ભાગમાં લઇ જાય છે અને જે એટલા ઉપરથી એક સરખી રીતે વહેંચી નાખતો વાયુ દુધના રંગનો (ગોક્ષીરા-ધવલ) છે—(જુઓ Maitryana Brahma Up. II. 6; Amrit Ananda Up Ch. I; Up; Prana Up III 5. અને છેલ્લે આકાશ (ઇથર) બી તેવીજ રીતે પાંચ જાતના વાયુનો બનેલો છે; એટલે આકાશ, પરાકાશ, મહાકાશ, સુર્યાકાશ, પરમાકાશ, દરેકને જુદા જુદા રાગ છે; તેઓ નીર્મળ રોશનીના વર્ણન ન થઇ શકે એવા ચઢતાં બળતાં સુધી ચઢતા ઉતરતી પંકતીના હોય છે. (Mandala, Brahmna Ch I.) માણસનું શરીર તેના બહારના ભાગમાંજ નહી પણ તેના સર્વેથી માહેલા ભાગમાં બી તે રંગો કેવી રીતે ધરાવે છે તે ઉપરથી જણાય છે. અંદરના ભાગો જેઓ સાથે આપણને સૌથી વધારે લાગતું વલગતું છે, તે નાડીઓ તેમજ અંતઃકરણ (દીલગુરડો) છે. શરીરમાં ૧૦૧ મુખ્ય નાડીઓ છે. (Katha Up.); અને તેઓ માની દરેક એકસો વખત વહેંચાઇ ગયલી છે; તે દરેક નાડીની ૭૨૦૦૦ સાખાઓ હોય છે; અને તેઓની અંદર ફરતો પવન હીલચાલ કરે છે. (Prasna up; Bri Nadarany akd up.); અને તેઓ સઘળી રંગોમાં ભીંજાયલી હોય છે. (Chandogya Up.) દીલગુરડાની નાડીઓ જેઓ હીતા કહેવાય છે, તેઓ દીલગુરડામાંથી બહાર આસપાસ આવેલાં શરીરમાં લંબાય છે, તેઓ એક બાલ

ના એક હજાર વખત ભાગ પાડયા હોય તેટલી બારીક હોવા સાથે પ્રવાહીથી છળાછળ હોય છે. અને સફેદ, કાળા (અથવા બલુ), પીળા, લાલ રંગવાળી હોય છે. ( Khanshi taki Up). ઉપર જણાવેલા રંગોમાં Brihadaranyaka Upલીલોરંગ ઉમેરે છે, અને તે ગ્રંથની સરેહ કરનાર એવા ટીકકા કરે છે, કે "ખોરાક જયારે જરપત થાય છે, ત્યારે જો તેમાં હવાના પરમાનુવાળો રસ હદથી જયાદા હોય છે તો તે બલુ રંગ પકડે છે; પીતનું પ્રમાણુ વધારે હોતાં સફેદ, પીતનું પ્રમાણુ કમી હોતાં લીલો; અને સઘળા રંગોનું એકસરખું મીશ્રણ હોતાં રાતો રંગ હોય છે; અને આવી રીતે જે નસોમાંથી આએ રસો પસાર થાય છે, તેઓ સઘળા તેજ જાતના રંગો ધારણ કરે છે. આએ પાંચ નાડીઓમાં સુક્ષમ શરીર વાસો કરે છે; અને આએ સુક્ષમ શરીર ઉપર આધાર રાખીને વધારે મીનોઇ અને વધારે જડવાડ હાલત વીષેની દુનીયાઇ ખાશયતો બાબેની શ્રધ્ધાથી સઘળી લાગણીઓ પેદા થાય છે. (Maitri Up).

ત્યાર પછી દીલગુરડા ( અંત;કરણ )ના પોતાના વીશે બોલ્યે તો તે હ્રદય ( અપરૂદલપદમા ) છે, અથવા તો તે એક આંઠ પાંદડીવાળું કમળ છે. એ આંઠ પાંદડીઓ અથવા ફરેસ્તાઓ હોકાયંત્રના આંઠ ખુણા બતાવે છે. (૧) પુર્વ તરફની પાંદડી સ્વેતા (સફેદ) છે; (૨) દક્ષીણ–પુર્વનીપાંદડી રકત (રાતી) છે; (૩) દક્ષીણની પાંદડી કૃષ્ણ ( કાળી ) છે; (૪) દક્ષીણ–પશ્ચીમની પાંદડી નીળી (બલુ) છે; (૫) પશ્ચિમની પાંદડી સ્ફાતીકા (બીલોર જેવા સ્વચ્છ રંગની) છે; (૬) ઉતર–પશ્ચીમની પાંદડી મણીકય (માણેકના જેવી) છે; ઉતરની પાંદડી પીત (પીળી) છે; ઉતર–પુર્વની પાંદડી વૈદુર્ય (આસમાની) છે; આ મુખ્ય આંઠ પાંદડીઓની વચે વચે નાની પાંદડીઓ હોય છે; અને તેમાની દરેકને રંગ હોય છે. (Dhyana Bindu Up).

આ એ પ્રમાંણે રંગ માણસ જાતની શારીરીક, માનસીક તેમજ નીતીની હાલતો સાથે સંબંધ ધરાવે છે; રંગથી કરી માણસના કાર્ય ઉપર અસર થાય છે; તે રંગોની મદદથી કરી તે કાર્ય પોતાની જાતને પ્રગ્રટ કરે છે. ( Mahabharat Shantfi Parva, Moksha Dharma.) આત્મા જે હદયના કમળમાં રહે છે તે વીજળીક ગતી ધરાવનાર ગુણવાળો હોય છે; જેથી કરી માણસીક કાર્યના લક્ષણમાં ફેરફાર થયા કરે છે; થોડો વખત સુધી તે ચોકસ પાંદડીની અંદર આત્મા વાસો કરે છે, તેથી તેના ગુણ દોષને લીધે તે કાર્ય સારૂ નરસુ અથવા પંચભેળ ખીચડીવાળુ હોય છે; દાખલા તરીકે જો ઉપર જણાવેલાં પહેલાં પાંદડાંમાં આત્માનુ રહેઠાણ હોય છે તો તે માણસના કામની વળણ બપાઇ તરફ હળે છે; જો બીજામાં હોય છે તો આળસાઇ વધે છે; જો ત્રીજામાં હોય તો ગુસ્સો; જો ચોથામાં હોય તો અનીતી; જો પાંચમાં મા હોય તો ખુશાલી; જો છઠામાં હોય તો ગુંચવાડો; જો સાતમામાં હોય તો સંતોષ; આંઠમામાં હોય તો દયા અને એવી રીતે બીજા હોય છે. (Dhyana-bindu Up.)પણ આટલું તો ધ્યાનમાં રાખવું જોઇએ કે આ માત્ર એક કાચા પરદા સમાન છે, અને રંગની ધારો અને તેના પરીણામ તરીકે લક્ષણનું પ્રગટરૂપ ધારણ કરવું એ ઉપર જણાવ્યા મુજબ હમેશાં એકજ હોતાં નથી. માણસ જાતના વીચારોના ઓળાઓ વીવીધ અને અસંખ્ય પ્રમાણમાં છે, અને એટલા માટે વીચારોના પ્રગટીકરણથી ઉત્પન્ન થતી રંગોની ધારોના ઓળાઓ ખાસ ખસુસ ભાત ભાતના અને અસંખ્યાબંધ હોય છે. આએ ભાતભાતો માત્ર પ્રગટ વીચારોના ગુણ તેમજ આત્માના ચોકસ જગ્યાએ થોડો વાર રેહેઠાણ કરવા ઉપરજ આધાર રાખતી નથી; પણ બીજા સંખ્યાબંધ સંજોગો જેવા કે માણસજાત સાથે સંબંધ રાખતા શારીરીક, માનસીક, નઇતીક અને મીનોઇને લગતી હોય છે; જેગો

માણસ જાતનો જન્મારો અખંડ રીતે
ધયાન્માં લેતાં તેની સાથે ખુલ્લે ખુલ્લી
જોડાયલી છે, તે ઉપરથી તેઓ આધાર રાખે
છે. એથી કરી જેઓ તરફથી રંગવાળા
ખુરેહની ધારો ઉપરથી માનસીક લક્ષણ
વચવાને કોશેશ કરવામાં આવે છે, તેઓ
ની રહાબરી માટે કાંઇ સંગીન અને
ઓસ્તવાર નીયમો રચાઇ શકાતા નથી.
દરેક માણસ મુખ્ય કરી માણસ જાતની
ખાશયતો વીષે પોતાના અભયાસ અને
અનુમાન ઉપર આધાર રાખે છે, તેણે ભગ
વત ગીતામાં જણાવેલા સાધારણ બહોળા
નીયમો ધ્યાનમાં રાખવા; એટલે સત્વ
ગુણ જે છે તે સ્વચ્છ, નીર્મળ અને
કાંઇ પણ ડાઘ વગરનો છે, અને આત્મા
ની આસપાસ મધુર અને આનંદમય
પરીણામાંથી વીંટલાઇ જાય છે.
રજોગુણ એ હવશી ખાસ્યત ધરાવે છે,
જે દુનીયાઇ લોભ લાલચોની અસરોથી
ઉત્પન્ન થાય છે; અને આત્માને તેના
જેવાં પરીણામોથી કરી બંધીવાન કરી
રાખે છે. તેના રંગની ધારા રાતી છે.
અને 'તમો' ગુણ અજ્ઞાનપણાને
લીધેજ જન્મ પામે છે, અને તે
મનને લગતી શકતીઓ ગુંચવાવી
નાખી તેમાં બીગાડ કરે છે, તેમજ
આત્માને આળસાઇ અને નીચાના બંધા
રણમાં બાંધી લે છે, તેમાંથી નીકળતી
રંગની ધારા છે. એવી રંગની ધારા
ઓ બાબે પશ્ચીમ તરફના જ્ઞાનની
શાસ્ત્રીઓ આસ્તે આસ્તે કબુલ
કરવા લાગ્યા છે. ઓસ્ત્રીઆનો બેનર
રીકનબાક પોતાના જાતી અનુભવથી
તેમજ અસંખ્યાબંધ અજાગરાં લોકો
ની અને બીજાઓની શહાદતોથી
એવું સાબેત કરે છે, કે એક બારીક
શકતી (ખુરેહ) સઘળાં જાણમાં આ
વેલાં મુળ તત્વો અને વસ્તુઓમાંથી બહાર
પડે છે, અને જેઓ સુંદર રોશની તેમ
જ રંગોની અંદર દેખાવ દે છે કે જે રંગો
નજરે દેખાય તેમજ ઇંદ્રીઓને જણાય
એવા બંને રીતના બનેલાં છે." ન્યુ
યોર્કવાળા એદવીન બેબીતે લખેલો
પોતાનો 'Principle of Light and
Colour' નામની કેતાબમાં આ વાતને
પુરેપુરો ટેકો આપ્યો છે, અને પોતાના
આ મતના ટેકા માટે તે સંખ્યાબંધ
આદમીઓની સાક્ષી ટાંકી બતાવે છે.
છેલ્લા લખનારને મીસીસ મીનાઇ મર્તન
નામની એક બાઇ તરફથી ગુપ્ત રંગો
ની ધારાનો નીચલો હેવાલ મળયો હતો
જે ઘણો ધયાન આપપવા જોગ થઇ પડ
શે. ભેંજાની તળેટીમાં ( જયાં જયાં
ખાકી હવસોની જગયા છે ત્યાં)ના રંગો
ઘેરા લાલ છે, તેમજ ઘણા નીચ સ્વભાવ
ના આદમીઓમાં તે લગભગ કાળો છે;
જયારે વધારે ઉપલા ભેંજાનાં રંગો
ફીકકા પીળા હોય છે, તેમજ અતી વધા
રે ચળકાટમંદ હોય છે. એક વધારે ઉ
મદા ખાસ્યતવાળા આદમીમાં નીતી અને
મીનોઇ શકતીઓ ઉપરના રંગો શુધ્ધ
પીળા રંગથી તદન તેજસ્વી બનેલા છે.
તેઓ સફેદ રંગ સાથે લગભગ
એક થઇ ગયલા લાગે છે, અને સુર્ય
ની રોશની કરતાંબી અતી વધારે સુંદર
છે. વધારે ઉંચા આગલા (કપાળવાળાં)
ભેંજાના ભાગોમાં, ખરૂં ખોટું પારખી
કાઢવાની શકતીની બાજુએ બલુ રંગ સર્વો
પરી છે. જે રંગ તે ભેંજાને મથાળે જેમ
જેમ પુગે છે તેમ તેમ ફીકકો થતો જાય છે,
અને ભવાં ઉપર પારખ કરનારી શકતી
ઓ આગળ નીચે જેમ જેમ ઉતરે છે
તેમ તેમ તેની બહારની કોરો ઉપર વાયાલેત
રંગનો જરા પાસ પડેલો હોવા સાથે તે
વધારે કાળો ઘેરો બનતો જાય છે. વર્ણન
ન થઇ શકે એવી ખુબસુરતીવાળો એક
નરમ લીલા ચળકતા રંગની રોશની પર-
માર્થની શકતીમાંથી નીકળે છે; દ્રઢતાનો
રંગ ગોલાબી છે, અને સ્વમાન ઉપર
જાંબુરો રંગ દેખાવ દે છે. જેમ જેમ
તમો નીનીની શકતીઓને છોડી હલકી
જાતના પ્યારની શકતીઓ નીચે નજર
દોડાવો તેમ તેમ તે રંગ નારંગ્યો, પછી
લાલ, પછી તળીઆંમાં કાળો થાય છે.
ઘણી નીચ ખાસ્યતો વાળાંઓમાંથી કોઇ
કોઇ વાર એવું તો કાળા રંગનું વાદળ
બહાર પડે છે, કે હું તેઓને કદાચ
જ જોઇ શકતી હોવું એમ મને લાગે છે.
જયારે એક માણસ હસે છે અથવા આ
નંદમય વીચારો બહાર કાઢે છે ત્યારે
તેજસ્વી રંગોનો હીલતો દેખાવ થઇ રહે
છે; પણ જયારે તે અતીષ્ય ગુસ્સામાં

હોય છે ત્યારે કરકર અવાજ કરી ભાંગી જતો અને ચળકતો લાલ રંગ બહાર પડે છે.'' અહીંઆ પ્રોફેસર એબીટ એવી નોંધ કરે છે કે ઉપલું વર્ણન તેજ દેખાવ બાબે તેના પોતાના અનુભવ સાથે મળતું ઉતરે છે, અને કે એક નામચીન વીધ્વાન તેને જણાવે છે કે આ વર્ણનમાં તેણે જે રંગો જોયા છે તે વર્ણન તેના વર્ણન સાથે મળતું ઉતરે છે.

મહાભારતમાં જણાવયા પ્રમાણે એક માણસના સાધારણ લક્ષણમાં જે રંગજણાય છે, તે રંગ સાતધણા રૂપવાળો બનેલો છ; એટલે કે (૧) કાળો (ક્રષણ); (૨) ધુમાડાં જેવો (ધુમ); (૩) બલુ (નીળા); (૪) રાતો (રકત); (૫) પીળો (હરીદ્રા); (૬) સફેદ (સુકળ); અને (૭) નીમળ (પરસુકળ);અને એવું કહે છે, કે જયાં સુધી માણસ ખરાબ મનનો રહે છે તયાં સુધી તેના 'તેજસ' અથવા ખુરેહનો રંગ કાળો રહેશે; અને તે સર્વથી હલકી પંકતીપર રહેશે; પણ જયારે તે નીતીના વધારા માટે ફાંફાં મારે છે, ત્યારે તે અષોઇના જુદા જુદા તબકકાઓ પસાર કરે છે, અને પ્રધાન રંગ આસ્તે આસ્તે વધારે ને વધારે સ્વચ્છ થતો જાય છે; જેથી કરી જયારે તે સુકૃત આગળ વધારાના પહેલા તબકકા તરફ આવી લાગે છે, ત્યારે તેનો તેજસ કાળો રંગ બદલી નીમ-સામ (અર્ધકાળો) રંગ પકડશે, અને જયારે તે અષોઇની અંદર કાંઇ જાણવાલાયક વધારા કરે છે, ત્યારે તે રંગ બલુ થાય છે. ત્યાર પછી તેની વધારે ખાકી અને વધારે ઉંચી ખાસ્યતો વચ્ચે ઝગડો ઉભો થાય છે; અને તેનો તેજસ લાલ થાય છે. જો તે લડાઇમાં ફતેહ મેળવે છે અને જીત સાથે બહાર આવે છે તો તેનો તેજસ પીળો રંગ પકડે છે; એક વધારે આગળ વધારાથી તે રંગ સફેદ થાય છે; અને જયારે અષોઇના સર્વથી બુલંદ તબકકાએ તે ચઢે છે તયારે તેનુ તેજસ તદનજ સ્વચ્છ અને તેજસ્વી બને છે. (Maha-Bharat Sha te Parva et.) એવીજ રીતનો વીચાર Mandala Brah Up માં આપવામાં આવ્યો છે. જેમાં ખાતરી આપવા આવે છે કે ચેલો જેમ જેમ અષોઇના માર્ગ તરફ આગળ વધે છે તેમ તેમ નીળા અને સ્યામ (જુદી જુદી જાતના બલુ રંગો)ની રોશનીની ધારા પોતામાં જોય છે; યારપછી રકત (રાતી), અને પછી પીત (જુદી જુદી જાતના પીળા રંગો), (અને) પછી આખરે સર્વ તેજસ્વી રંગ મેળવે છે. અને પ્રાંતજળે પોતાના યોગની ફીલસુફી નામના ગ્રંથમાંના માત્ર એકજ સુત્રમાં આખી બાબદનો સંક્ષેપ સાર કહયો છે. તે કહે છે કે કાળો રંગ બદમાસ માણસો ધરાવે છે, અને કાળા તેમજ સફેદ રંગનું મીશ્રણ ધરાવનાર માણસ એ છે કે જે બંને વચ્ચે રહે છે; અને કે એક મહાત્માનો રંગ કાળાશ વગરનો, સફેદ કેમીશ્રણ હોય છે; કારણકે તે સાધારણ સમજ પ્રમાણે ભલાં કે ભુંડાં લેખાય એવાં કોઇ પણ જાતનો કર્મ કરતો નથી; તે એવી જ-ગ્યાએ ચઢે છે કે જેની અંદર નીર્મળ અષોઇ છે અને ઝળકાટ તેની દોલત થઇ પડે છે.

અહીંઆ અત્યાર તુલીક જે કેહેવામાં આવ્યુ છે, તે બાબેની યાદદાસ્ત તાજી કરવાને હું મારા વાંચરાઓને ફરમાશ કરૂં છું; એટલે રોશની (રંગ) તેમજ અવાજ વચ્ચે ધાડો સંબંધ છે એમ તેઓએ ધ્યાનમાં લેવું. સાત મુળ રંગો નાદ (અવાજ)ના સાત સ્વરૂપોને બંધ બેસે છે. **ન**=પ્રાણ અથવા જીવાડનારી હવા. **દા**=અગની અથવા તેજસ (આતશ અથવા ગરમી) જે પ્રાણને લગતી હવાથી કરી ઉશકેરાય છે, ત્યારે તે શરીરમાંથી બહાર પડે છે; જેથી કરી ખુરેહ અથવા તેજસની માફક 'નારદ'બી એકજ મુળમાંથી નીકળેલો છે (Rig Veda, Chandogya Up Sangita Sastra.) ફરીથી કહીએ તો આપણા શરીરમાંથી બહાર પડતી ઘટ પદાર્થરૂપી ધારો સઘળી વાસથી ભરપુર છે. જેથી કરી રંગ, અવાજ તેમજ વાસની મદદથી મનુષય ના કૃત્યના લક્ષણ ખુલ્લા થાય છે. જયારે તે ભાવીક ચેલો તે પવીત્ર નાદ તે ''અનહાત-શબ્દ'' તેના સર્વથી ભીતરના રહેઠાણ (અંતઃકરણ) માંથી બહાર પડતો સમજે છે, ત્યારે તે આનંદ

મય અવાજ સાંભળવાને એક ચીત કરે છે: અને તે એક જ્યોતી એટલે અવાજ વચ્ચે રોશની જુએ છે. અને જ્યારે તેનું મગજ આએ મીનોઇ રોશનીથી અતી આનંદમય થઇ જાય છે તેને હમસા (આત્મીક સુર્ય), એટલે વીશ્વવ્યાપક વીજણના પોતાના સઘળા પુર ઠાઠમાઠમાં પ્રબ્રહમાનું સર્વેથી બુલંદ સ્વરૂપ દેખાય છે; અને આ તે ચેલાની મુસાફરીનું છેવટનું મુકામ છે.–**Commentary on the Light on the Path by P. Shrinivas, F. T. S.**

## સુર્ય એ અહુરમજદના ચીનહ જેવો છે.

પારસીઓના એક ફીલસુફી સમજાવનારા ધર્મ પુસ્તકમાં લખવા પ્રમાણે જે કાંઇ તેના આગળ વધારામાં એક વાર ફરી તેના મુળને જઇ મળે છે તે વખત છે, અને જે કાંઇ સર્વથી નીચલી જગયાએથી સર્વથી ઉંચી જગયાએ દોરવી લઇ જાય છે તે ડહાપણ (બુધી) નો માર્ગ છે. વખતને માટે એવું કહેવામાં આવે છે કે તે પોતાની પેદાયશના મુળમાંથી ગતીવાળી શકતી મારફતે બહાર પડે છે, અને બરોબર અનુક્રમે હીલચાલ કરે છે. સરૂષ્ટીની ઉત્પંતી કરનારી શકતીનું પહેલું કામ વખતની ઉત્પંતીની લગોલગ શરૂ થયું હતું, અને તે કામનો અંત આસમાનના ફરવાના હદવાળા વખતના પુરા થવા સાથે નીસબત ધરાવે છે. ગ્રહ મંડળની ગતી પુરી થવામાં વખતનો છેડો આવી રહેવાનો છે. તે અનહદતાને (પુગવામાં દરેક જણે પોતાની કોશેશથી કરી રસ્તાએજ મેળવવાનો છે. એકવાર ફરીથી સજીવણ થવા પછી તેઓ કે જેઓએ ખુદા સાથે યોગ બાંધ્યો છે તેઓને ફરીથી મુસાફરી કરવાની નથી. "તે અનહદતાને ઝરવાને અકરને અને હદની અંદરના વખતને 'ઝરવાને દરેગો ખ્દાત' એવી રીતે ઝરવાનને બે રૂપોમાં ઓળખીને નામ આપવામાં આવે છે. એવું કહેવામાં આવ્યું છે કે વખત ખુદ જાતી એતો હદ વગરનો હતો, પણ પાછળથી તેની હદ બાંધવામાં આવી હતી, અને જ્યારે તેની હદનો છેડો આવે છે ત્યારે તે ફરીથી અનહદતામાં ક્રીયા ચલાવે છે, અને વળી એકવાર ફરીથી તેની હદ બાંધવાની તજવીજ કરવામાં આવે છે."

અહીંઆ આપણે થીયોસોફીએ જાહેર કરેલા પ્રળયો અને મનવંત્રો જેઓ એક પછી એક હારમાં ધીમી રીતે ક્રીયા ચલાવે છે તે બાબે ખુલાસાવાર જોઇ શકયે છીએ. તે મહાન ચકરાવા દરમ્યાન જે પેદા કરનારી શકતી કામે વળગે છે તે અહુરમજદ છે, જે અનહદતામાંથી હમેશ રહેતો હોય એવું કહેવાય છે. "એવું તે શું છે કે જે હમેશાં હતું"? અને જણાવ્યામાં આવ્યા પ્રમાણે તેનો જવાબ "The Book of Dzyan" માં મળે છે, કે "મુળમાં રહેલું બીજ." ઝવારને તે મુળોનું મુળ છે, અહુરમજદ તે બીજ છે, અને મુળ વસ્તુમાંથી ગતી નીકળવાની શકતી તે મહા પ્રાણ છે.

હવે આપણે ઉપલો હદવગરનો વખત અથવા હદ વગરનો આત્મા અથવા ઇશ્વરને એક ગોળ કુંડાળાંના ચીન્હ તરીકે લઇએ: જે કુંડાળાને શરૂઆતબી નથી તેમજ અંતબી નથી. અને અહુરમજદ તે બીજ, જેમાંથી આખી શ્રષ્ટી જે ખુલ્લી માલમ પડતી નથી તેને કુંડાળાંમાના નુકતાં તરીકે જણાવવા દો. ગુપ્ત સીદ્ધાંત પ્રમાણે આપણાં પ્રગટ રૂપ ધારણ કરવાની શરૂઆતમાં, જે પ્રગટ રૂપ પછી તે મોટું અથવા નાનું એટલે પછી એક સરૂષ્ટી અથવા માણસનું હોય તે છતાં, તેની અંદર નુકતું પેદા થાય છે; જેમાંથી સઘળી શકતી ચો તરફ પસરે છે. એક વખત તે બની રહેવા પછી જે ચીજ સારૂ તે સજાગરૂ થયું હતું તે જ્યાં સુધી પુરી થતી નથી ત્યાં સુધી તે આગળને આગળ વધે છે. ચીજોની આ હાલત ઉપર બતાવ્યા પ્રમાણે એક મધ્ય બીંદુના નુકતાં સાથના વર્તુળથી કરી ચીન્હ રૂપે થાય છે. આ ચીન્હ વળી ખગોળ વીધ્યામાં સુર્યના ચીન્હ તરીકે લેખાય છે. આએ પ્રમાણે સઘળી ચીજોના મુળ તરીકે એક અનહદ વખત હોય છે, જે જ્યારે દેખાવરૂપ ધારણ કરે છે ત્યારે પહેલાં અંદીઠ આતશ બને

છે. ટુંકામાં કહીએ તો સઘળી ચીજોનું મુળ આતશ છે; અને આપણા સુર્ય મંડલમાં આતશનું કામ તે મધ્ય બીંદુનો સુર્ય છે. વળી મધ્યમાં રહેતા મીનોઇ સુર્યની મતલબ, ઇશ્વર કે અહુરમજની યાદ આપે છે. અને થીયોસોફીકલ શાસ્ત્રમાં મધ્યનો સુર્ય કરી જે નામ નજરે પડે છે તે આ સુર્ય માટેજ છે. તે તેટલા માટે એક મીનોઇ ખ્યાલ આપે છે, અને ખગોળ વીદયામાં જણાવવામાં આવના બાકી સુર્ય કે જેને માટે ખાસ કરી બોલવામાં આવ્યું હોય તે સીવાય તેને પેલા મીનોઇ સુર્ય સાથે કશુ લાગતુવળગતું નથી. ચાર અથવા સાત સુર્યો જે સીક્રેટ ડોકત્રીનમાં કહેલા છે અને જેઓ હસ્તીઓનો જુદાં જુદાં ભુવનોના મધ્યમાં રહેતા ગોળાઓ તરીકે લખાય છે, તેમાં મધ્યમાંનો સુર્ય તો તે ચાર સુર્યોની અંદર સઉથી ઉંચો છે, અને કુદરતની મીનોઇ બાજુને લગતો છે. અહીંઆ જણાવેલા સુર્યો ધ્યાન ચોહાણો કે વળી માજદયરનોના અમેસસાપંદો, ખ્રીસ્તીઓના વડા ફરેસ્તાઓ તેમજ યાહુદીઓનો 'સેફીરોથો' (મુખ્ય દેવતાઓ), કે જેઓ બાબે મડમ બ્લાવાતસ્કીના તે મહાન ગ્રંથમાં ઘણુ લખવામાં આવ્યું છે, તેઓ સાથે એકજ છે. અહુરમજદ બાબે આપણે આએ ચીન્હ શા માટે નક્કી કીધું છે, તેનું ઉપયોગીપણું એટલા ઉપરથી માલમ પડશે. આપણે વળી જેયું છે કે અહુરમજદની પછાડી અને પેલી મેર અનહદ વખત તે ઝરવાનેઅકરને છે.

અનહદતાના કુંડાળામાંથી બહાર પડી, તે કે જે વીશે કાંઇપણ આદમ જાતની સમજણમાં ઉતરવું બની શકે તેવું નથી, તે 'એઇન–સોફ' (જે વેદાંતીઓનો પ્રબ્રહમા, મદજદયસ્નનોનો ઝરવાને અકરને અથવા કોઇ બીજા પુસ્તકોમાં ન જણાયલાં માટેના કેબાલાનો બીજો (અર્થ) છે, તે 'એક'–એકોદ 'એકાં–અહુ' થાય છે–તે (નર જાતી) (અથવા તો નાનયતર જાતી) ઘણા માનો એક રૂપમાં પ્રગટી કરણથી બદલાઇ જાય છે–તે ધ્યાની બુધ્ધો અથવા ઇલોહીમો અથવા ફરીથી કહીએ તો અમે સાસપંદો થાય છે. તેનું ત્રીજું પગલું આગળ ભરતાં માંસ અથવા મણુસ જાતમાં વધવું થાય છે.

દરેક પ્રજામાં વર્તુલતે ન જણાયલી–હદ વગરની જગ્યા, અને તે સુન્યકારક હાલત, તે પારખી ન શકાય તેવા ઇશ્વરનો ધ્યાનમાં ન ઉતરે તેવો ઝબ્બો છે; તે હંમેશગીમાંનું અનહદ વખતનું ચીન્હ બતાવે છે. ઝરવાને અકરને વળી ન જણાયલા વખતની બે માલુમ હદ છે, જેમાંથી તેજસ્વી રોશની–તે આખા સૃષ્ટીનો સુર્ય, હોરમજદ બહાર પડે છે. (જુઓ સીક્રેટ ડોકત્રીન પુસ્તક ૧ લુ). ઝરવાને અકરને ના વીચાર વીષે જરથોસ્તીઓમાં એક મત ભેદ ચાલે છે, એટલા માટે એ બાબદપર કાંઇ બોલવું ઠીક થઇ પડશે.

એવું જણાય છે કે ઇરાનમાં પણ ઝરવાને અકરને ના વીચાર બાબે સાધારણ લોકોને ખબર ન હતી, અને જે લોકો તે અનહદ વખત તેમજ જે વખત બાબે આપણને માહીતી છે તે વચ્ચે તફાવત સમજતા હતા તેઓને ઝરવાનીઓ કરી કહેતા હતા. વખત કે જેને આપણને હાલના બનાની સાથના સંબંધને લીધે અને આપણા ભુત, વૃતમાન અને ભવીષ્યના વીચારો મારફતે જેમ સમજણમા લઇએ છીએ તેમ, તેમાનો જે ભાગ અવસ્તાની અંદર ઝરવાને દરેગો ખદાત કરી જણાય છે તે, અન હદ વખત ઇઆ નેઝરવાનેઅકર નેથી તદન જુદો છે. 'ગુપ્ત સીધ્ધાંત' માં જણાવવા પ્રમાણે જેમ આપણે હમેશગીના વખતમાંથી પસાર થઇએ છીએ ત્યારે આપણા ભાનની હાલતો એક પછી એક આવવાથી કરી ઉબી થતી માત્ર એક ભ્રાંતી છે, પણ જે જગયાએ ભ્રાંતીની ઉત્પતી કરવા માટે કાંઇ પણ ભાન હોતું નથી ત્યાં તેની હાજરી ન જણાતાં તે સુસ્ત થયલો હોય છે. જે હમેશગીના વખતને ભવીષ્ય, અને જે વખતના ભાગને આપણે ભુત કહીએ છીએ તેમાં ભાગ પાડનાર ગણુત્રીની લીટી, તે ચાલતો વખત છે. જગતની કોઇપણ ચીજની અંદર ખરેખર વખત અથવા ટકાઉપણું જેવું કશું છેજ નહી, કારણકે કાંઇપણ ચીજ ફેરફાર થયા વગર રહેતી નથી–તે એક સેકંડના મહા

પદમમાં ભાગ જેટલીબી તેની તેજ હાલત રહેતી નથી. અને વર્તમાન કાળ બતા વનારા વખતના ભાગને લગતી આપણને જે લાગણી થાય છે તે લાગણી જડ પદાર્થો કે જેઓને આપણી ઇંદ્રીઓ માન સીક ભુવનો પસાર કરી આવેલા તરી કે ઓળખાવી આપે છે, અને જે હાલ તને આપણે ભવીષ્ય કરી કહીએ છીએ તે, અને જે સમરણ શકતીના ભુવનપર આવી અડકે છે તેને આપણે ભુતકાળ કરી કહે છે તે, ચીજોના પળવારના ચમ કારા અથવા ચમકારાઓની હારોના ફકત પડછાયામાંથી આવે છે. એવીજ રીતે આપણે આંખની કીકી ઉપર ધાભાં પડવાથી તેમજ ચાલુ રહેતી અસરથી તુરતાતુરત વીજળીના ચમકારા થવાની બાબદમાં વખતની લાગણીનો અનુભવ મેળવ્યે છીએ. તે ખરેખર માણસ અથવા ચીજો કે જેને આપણે ચોકસ વખતે જોઇએ છીએ તેઓ માત્રમાં સમાઇ જતો નથી. પણ તેનાં જડરૂપ ધારણ કરવા સાથે તેના દુનીઆમાંથી પાછા અંદીક થઇ જવાની સઘળી જુદી જુદી અને બદલાતી હાલતોના સામટા જુમલાનો તે બનેલો છે. આએ સામટા જુમલાઓ ભવીષ્યની હમેશગીમાંથી ભુત કાળની હમેશગી માટે હસ્તી ધરાવવાને માટે આસ્તે આસ્તે જડ પદાર્થમાંથી પસાર થઇ જાય છે.

"એક ધાતુનો સળીઓ કે જેને દર્યામાં નાખવામાં આવ્યો હોય છે, તે સળીઓ હવા માંથી છુટો થતાંજ હસ્તીમાં આવ્યો હતો અને જેવો તે પાણીમાં પડયો કે તુરતજ તેની હસ્તી બંધ પડી હતી એમ કોઇબી કહી શકેજ નહી. અને વળી તે સળીઓ માત્ર ઉભા પાસાંવાળો બનેલો હતો, જે ચોકસ વખતે કોઇ ગણીતને લગતા કાટખુણા ને તે જુદો પાડે છે તે સાથે તે બરોબર રીતે બંધ બેસતો હતો, અને તેજ વખતે તે વળી વાતાવરણ ઇઆને હવાને મળી જતો હતો એવું કોઇબી કહી શકશેજ નહી. એજ પ્રમાણે વળી માણસો અને વસ્તુઓ બાબે છે, જેઓ 'ચવાના'માંથી થયા છે, તે હાલતમાં એટલે ભવીષ્યમાંથી ભુત-વૃત માનમાં એટલ જાણે કે એક હમેશગીમાંથી બીજી હમેશગીમાં જવાના રસ્તા ઉપર વખત અને વીસ્તાર (જડ પદાર્થ) માંથી તેઓનું આખુ સ્વરૂપ પસાર થતુ હોય તેમ તેઓ આપણી ઇંદ્રીઓને એક પાસાં રૂપે જરા ભેર સપર્શ કરે છે. અને આએ હમેશગીઓ મળીને તે વખત નુ માપ બને છે કે જેની અંદરજ માત્ર કોઇબી ચીજ ખરેખરી હસ્તી ભોગવે છે, એમ તેને જોવાને આપણી જ્ઞાન ઇંદ્રીઓ શકતીવાન હતે તો જોઇ શકતે"–(S. D. I. P. 68-69). એવી રીતે આપણી ગુપ્ત ફીલસુફી પ્રમાણે હદવાળા અને હદ વગરના વખત વીષેના વીચારો એકઠા કર્યે છીએ.

ઉપલા મીનોઇ વીચારોને, મધ્યમાના એક બીંદુ સાથના અને તેમજ આસપાસ એક કુડાળાંથી હદ બંધાયલાં એકમેકની અંદર વીંટળાયલા ત્રીકોણો થી કરી ચીન્હ રૂપ આપી શકાશે.

આવી રીતે બનેલું ચીન્હ અનહદ વખત, અથવા ઝરવાને અકરને, અહુરમજદ અને અમેશા સ્પંતોનો એકી વખતે ખ્યાલ આપે છેઃ પહેલું કુડાળું પહેલું, વચમાનુ નુકતું બીજું, અને એકમેકમાં વીંટળાયલા ત્રીકોણોના છ ખુણા ત્રીજુ ચીન્હ બતાવે છે. મીનોઇ ખ્યાલોમાના સર્વેથીબુલંદ ખ્યાલોના આ ચીન્હને માટે તે મીનોની પંકતી હલકી કરવા જેવો વીચાર મનમા લાવવો ન જોઇએ. કારણકે કારલા ઇલના બોલોમાં બોલીએ તો "જે માણસ એક ચીન્હ તરફ બારીક ખ્યાલ કરે છે તેને શુ વધારે ઝાંખી અથવા વધારે ખુલ્લી ઇશ્વરતા બાબેની બસારત થતી નથી? તે ચીન્હમાંથી તો સઘળુ એક ઇશ્વરી ખ્યાલની માફક ઝગઝગાટ કરી રહે છે." એટલુ માત્ર બસ નથી; આ ગણીતના આકારોમાં ખોદા ભુમીતી રૂપ ધારણ કરે છે કરી ગ્રીક ફીલસુફોએ પોતાના ચેલાઓને આપેલાં શીક્ષણ માં સચાઇ છે એમ અસલી ગ્રીક ફીલ સુફીના અભ્યાસીઓ જોઇ શકશે. તે એક ગુપ્ત વચન બાબે જેઓ ખરેખર આંખો ધરાવે છે તેઓને આએ ખાકી ભુવનપર તેની સાબેતી મળશે. ગતીમાન શકતી કે જે સઘળી ચીજોના ચઇતન્ય જીવ સમાન છે તે આ ચીન્હથી કરી જણાવવા સારૂ ગુપ્ત જ્ઞાનીઓ તે ચીન્હને વાપરે છે. આએ તે ગુપ્ત શકતી છે, જે એક મનવંત્ર ના ગતીમાન વખતમાં ઉત્પન્ન કરનારી રોશની બહાર પાડે છે, તેમજ લખોબંવ

સુર્યોને હસ્તીમાં લાવે છે. તેના ઉંડાણોમાં જે કાંઇ ભેદ ભરમો સમાયલા છે તેઓને આપણે આપણાં અલ્પ બુધ્ધી વાળાં મગજોથી ઉકેળવું એ અતીષ્ય અશકય છે. તેની ખુદીમાં હમેશનો મનન કરતો ઇશ્વર (અહુરમજદ) રહેલો છે; અને તેની રોશની–જે સાત પડવાળાં કીરણો (અમેશાસ્પંતો) વાળી છે તે જેમ નજરે પડતા સુર્યની રોશની આપણા શરીરપર નાખે છે તેમતે આપણા આત્માને રોશની આપે છે. વીસ્તારના બે કીનાર મહાસાગરમાં મધ્યમાનો મીનોઇ અને ગુપ્ત સુર્ય પ્રકાશે છે. આખી સૃષ્ટી તેનું શરીર છે, તેમજ તે પોતે રવાન અને આત્મા (રૂપ) છે, અને આ નમુનેદાર ઘાટ ઉપરથી સઘળી ચીજો બની રહી છે."–(જુઓ આઇસીસ અનવેલ્ડ.)

"આકાશમાનું તે નજોવામાં આવતું અને બેમાલુમ નુકતું કે જેની તરફ સઘળી સુર્યો ગુરુ ત્વાકૃષણ કરે છે તે બતાવવાને આ બોલ ફરીથી વપડાયો છે. આખી પ્રગટ જગત નીરંતર ગતીમાં મુકાયલી છે એવું બતાવવા સારૂં ગુપ્ત વીદ્યા અને હાલની ખાકી વીદ્યા એક મત છે, અને ખગોળ શાસ્ત્રીઓને આકાશ ગંગામાં એક એવું બીંદુ મળે છે કે જેની તરફ આપણી ખાકી સુષ્ટીના રાક્ષી સુર્યો ખેંચાતા રહે છે. આએ ઉપરથી સાફ જણાય છે કે તે મીનોઇ સુર્યને અહુરમજદ તરીકે લેવામાં આપણે કાંઇ તેની પવીત્રાઇ ઓછી કરતા નથી. આએ મધ્યમાના સુર્યો પોતપોતાના સુર્ય મંડળોને પ્રગટ કરાવવાના મુળ કારણો જેવા છે. દરેક સુર્ય મંડળનો સુર્ય કે જે પોતપોતાના આખાં સુર્ય મંડળમાં વસે છે, દમ લે છે, અને હઇયાતી ભોગવે છે, તે સુય પોતાના મંડળને ચઇતન્ય વીજળી પુરી પાડનાર ભંડાર જેવો છે; તે સુર્ય આપણી નાની સરૂષ્ટીનો ભંડાર છે કે જે ચઇતન્ય પ્રવાહી પોતાની મેળે પેદા કરીને જેટલું તે આપી દે છે તેટલું તે હમેશાં પાછું મેળવે છે." (Five years of Theosophy). આ એ બ્યાન જેટલું બી આપણે ધારી શકયે તેટલું આપણા સુર્ય મંડળના અંતરના ભાગનું એક ઘણું ચોકકસ બ્યાન છે. એવી રીતે તે મહાન હઇયાતી કે જેની સાથે આપણે આટલો ઘાડો સંબંધ ધરાવીએ છીએ તેના મધ્ય બીંદુને આએ વચન લાગુ કરી શકાય; તે આપણું મધ્ય બીંદુ તે આપણી પૃથવી છે. કારણ કે દરેક ગ્રહ જે છે તે એક મીનોઇ હસ્તીના શરીર જેવો છે. તેનું અંતઃકરણ તેની હઇયાતીના તે મધ્ય બીંદુનો સુર્ય છે. કારણ કે જડવાડ અંતઃકરણ (દીલગુરદો) અને ખરેખરા અંતઃકરણ મારફતે ખાકી શકતીઓ અને મીનોઇ શકતીઓ હસ્તી ભોગવે છે, જેઓના એકમેકના સંબંધથી તેને નર રૂપ ધારણ કરાવે છે.

ઉપલા ઉપરથી આપણા પારસી ભાઇએ જોઇ શકશે કે અહુર મજદના ચીત્રની અંદર કેવા સર્વેથી ઉમદા અને મહોત્વ વીચારોનો સમાવેશ થયલો છે, અને તે સર્વ શકતીવાન સાહેબના ચીન્હ તરીકે ખાકી સુર્યને કેવી રીતે લઇ શકાય. તે ખાકી સુર્ય કે જે અંદીઠ અહુરમજદનું દેખાતું ચીન્હ રૂપ છે તેની આરાધના કરવાને પોતાના ધર્મ પાળનારાઓને અષો જરથુસ્તે શા માટે આગ્રહ કીધો છે, અને અવસ્તાની પવીત્ર કેતાબોમાં આતશને આટલો મોટો મરતબો અને માન આપવામાં આવ્યું છે તેનું કારણબી શું છે?

N. F. B. in the Theosophic Gleaner July 1897.

## ભાગ ૨ જો.

પહેલા ભાગમાં આપણે ધર્મ પુસ્તકો અને ધર્મી પુરૂશોના વિચારો જાણુયા છે, હવે આપણે કવીઓ અને ફીલસુફોને તરફ નજર દોડાવી શું:—

### સુરજનું તડકું.

જંગલ બીઆબાન, તેમજ ખેતરો અને ખીણોમાં દરેક ઠેકણે સુરજના તડકાની હાજરી જોવાને હું ચાહું છું; શહેરની ગીચ વસ્તી છોડી બહાર નહી જતાં એકજ જગયાએ બંદીવાન જેવી હાલત ભોગવતાં લોકોની આવનજાવનની જગ્યોઓએ તેની હાજરી જોવાને હું ચાહું છું.

જયારે ગરીબની ઝુપડીના બારણાવાટે અંદર ધારરૂપી કીરણો ફેકીને લાલ રંગની લાદીઓની ફરસબંદી ઉપર નાની બારીનો પડછાયો તે ફેંકે છે, ત્યારે તેને હું ચાહું છું.

લાંબા ઉગતા કલોવર નામના ઘાસની જગ્યા કે જયાં છોકરાંઓ-સોનેરી લીલા રંગની કસારીઓને પસાર થતી જોવા સારૂ ભોંય ઉપર પડે છે, તે જગ્યાએ તેની હાજરીથી કરી હું તેને ચાહું છું.

જયારે મોટા મોટા મોજાઓ પીગળેલા કાચની માફક કીનારાપર કુડાકુડ કરતા આવે છે, ત્યારે પવનની લેહરકીથી ભરપુર દર્યા ઉપર તેમજ સઢ અને હલેસાં પર નજર કરવા સારૂ તેને હું ચાહું છું.

પહાડોના મથાંળા કે જયાં પીગળ્યા વગરનું બરફ પડી રહે છે, અને નીચે આવેલો અર્ધો અરધ વીસ્તાર રોશનીની અંદર ગરક થઇ જાય છે, તે જગ્યાંએ,તેની હાજરી જોવાને હું ચાહું છું.

અરે હા! હું સુરજની રોશનીને ચાહુ છું! આએ પૃથવીપર તે માયા અથવા ખુશ આનંદીરૂપમાં માણસના ચહેરાપર પ્રગટી નીકળે છે.

ગમે તો જમીનપર કે પછી દર્યાવપર, તેમજ બીલોર જેવી સાફ હવામાંથી અથવા ઢગલાબંધ પડેલા વાદળાંઓમાં થઇને, તે મહેરબાની પાંઠરતો સુર્ય દરેક ઠેકાણે ઝળકાટથી પ્રકાશે છે.
—Mary Howith.

### ઓશીયનનુ સુર્યનુ ભજન.

અરે તુ! કે જેના કીરણો સમુદરની આસપાસ વીટલાઇ જઇ ગોઠવાય છે તે આસમાન પાદશાહનો તેમજ દીવસનો જન્મ આપનાર બાપ છે.

તારો સેતારાઓની આસપાસ ફરતો તેજસવી ગોળો બહેસ્તના પવીત્ર આતશ અને અખુટ રોશની સાથે હમેશાં બળતો રહેવા માટે અને હમેશા ચળકાટ આપવા સારૂં નીરમાણ થયલો છે. પુરવણી કરનારો એવો તે કયો ઝરો છે, કે જે માણસ જાતની ખાકી આંખોમાંથી છુપાયલો છે, એ બાબે સુર્ય તું મને જણાવ? તારા ચહેરામાં કેવી દમામદાર ખોબસુરતી પ્રગટી નીકળે છે!

જમાનાના દોરથી નીરાળા,ઓ હમેશગીના જુવાન! જયારે ભયાનક અંધાકાર તારી સતાને તાબે થાય છે, અને બામદાદની ભાગળોમાંથી તારૂ નુર પ્રગટીનીકળે છે, ત્યારે તેથી કરી ખાકી ઇંદ્રીઓને માલમ પડતા સેતારાઓ ઓચીંતા નાસભાગમાં પડે છે, તેમજ સઘળા ગ્રહો પોતાના માથાં રાત્રી (અંધારા)માં છુપાવી દેછે: આકાશની રાણી (ચંદ્ર), પશ્ચીમ તરફના દર્યામાં નાલેશીથી ડુબી મરવાને તે હવામાન મેદાન છોડી જાય છે. તું કે જે બુલંદ આસમાનપર અમર્ગ અને એકલોજ છે! તેના સોનેરી તખતને તેજસ્વી બનેલાં વાદળાંઓ દીપાવે છે! તારા ચહેરાના આબની સામે નજર કરવાની કોણને મગદુર છે? તારી ઝડપી ચાલમાં તારી બરોબરી કોણથી થઇ શકાય એમ છે?

પાહાડી ઓકના ઝાડો તેઓના પાંદડાંઓનીજ માફક સડી જાય છે. પાહાડો પોતેબી સદીઓના ગુજરવા સાથે ઘસાઇ જાય છે. હદ વગરનો મહાસાગર એક જગ્યાએથી બીજી જગ્યાએ ગબરતો રહે છે, કાઇ કોઇવાર તેનું કદ નાનું થઇ જાય છે, અને પોતાની પાછળ રેતીના વેરાન ઢગળા છોડી જાય છે રૂપેરી રંગનો ચંદ્ર જે રાતની ઝળકાટમંદ મસાલસમાન છે, તે આકાશમા ગેબ થઇ જઇને પોતાનું નુર ગુમાવી દે છે; પણ ખુરશેદ તું તો હમેશ જેવોને તેવોજ રહેશે! તારી વેજાદાન સુધી પુગનારી રોશની કમી! થઇ જવા વગર ચાલુજ રહેશે

જયારે તોફાનો પોતાના લાવ લશકર સહીત આકાશ ઉપરથી ઘુરકા ઘુરકી કરી રહે છે, અને દીવસને અંધાકારમાં ફેરવી નાખે છે. અને પછડાતાં આકાશને ભરચક કરી મુકે છે; જયારે આકાશનો ઉપર ઉપસી રહેલો વીસ્તર્ણ ભાગ ભયંકર વીજળીના ચમકારાઓથી ચમકી રહે છે અને સઘળું આકાશ ઝળઝળતું અને આખી સરૂપટી સળગેલી હોય એવો દેખાવ થઇ રહે છે; જયારે મોટો અવાજ કરતી અને લાંબો વખત સુધી ચાલુ રહેતી ઉંડાણ મોહોડાંની ફાળવાળી ગર્જનાના કડાકાપર કડાકા થાય છે; અને મોતીરૂપી દાણાદાર છાંટાઓ ખેવડાં જોરથી પૃથવીને બંને છેડેથી ચીરી નાખે છે; ત્યારે ખુલ્લાં થતાં વાદળાંઓમાંથી તારો આકાર બહાર પડે છે, અને તે પછી કુદરતનો ચહેરો તેણીનો હમેશ મુજબનો રમણ્ય દેખાવ ધારણ કરે છે; તારો ખુબસુરત ગોળો ચાલી ગયલા દહાડાને પાછો લાવે છે, અને આકાશમાંથી નજર ફેંકીને તોફાનને હસી કાઢે છે! —John Logan.

## એક અંધારી રાત પછી સુરજનો દેખાવ.

શું તું જાણતો નથી કે જયાં કુદરતની તપાસ રાખનારી આંખ (સુર્ય) આપણા ગોળા પછવાડે છુપાઇ જઇને આપણા પગ નીચેની દુનીયાને પ્રકાશ આપે છે, ત્યારે ચોરો તથા લુટારાઓ બેમાલુમ રીતે બહાર આવે છે, અને ખુનો અને ખુના મરકીભર્યા બળાતકારોની અહીંયા જુંબેશ ઉભી કરે છે? પણ જયારે આ પૃથવીરૂપી ગોળાની તળીએથી તે (ખુરશેદ) પુર્વ દીશાએ ઉંચે ઉગેલાં પાઇન ઝાડોના મથાળાંપર રોશની ફેંકે છે, તેમજ દરેક પાપી સ્થાનની અંદરની બાજુ સુધી પોતાની રોશનીના તીરો આરપાર ભોંકે છે, ત્યારે ખુનીઓ, ફીતુરીઓ, અને ધીકકારવાજોગ પાપીઓ તેઓની પીઠ ઉપરથી રાતનો અંધરારૂપી ઝભો ઉંચકાઇ જવાથી ખુલ્લા અને ઉઘાડા પડી પોતાની મેળેજ ધ્રુજવા માંડે છે!—W. Shakespear.

## સુર્યનું ભજન.

ઉ-તેજન આપનાર મુળ રોશની! સઘળા ખાકી જીવોમાં તું સર્વથી પહેલી અને શ્રેષ્ટ છે! મીનોના ઝગઝગતાં નુર! કુદરતના ચકચકીત ઝભા! તું કે જેની પદવીને લાયકની ખુબસુરતી વગર સઘળી ચીજો બીનજરૂરના અંધકારમાં લપેટાઇ ગયલી હતે! અને તું ઓ ખુરશેદ! તું કે જે આસપાસની દુનીઆઓનો જીવ! જેની અંદર બનાવનાર (તુ નુર) સૌથી સરસ રીતે આબ મારે છે, તેથી હું તારૂ ભજન ગાવું છું!—Thomson's Summer.

સાંભળો, ઓ સુર્ય બાપ! તું કે જે દુનીયાંની પ્રકાશતી આંખ અને શેહનશાહ છે, તું દીવસનું મોટું મુળ છે, તારા બનાવનારની તું અહીં આ નીચે (ખાકી દુન્યામાં) સર્વથી આબેહુબ છાપ રજુ કરે છે; તું હમેશા પ્રાણજીવન તત્વના મહાસાગરને છુટથી એક દુન્યાથી બીજી દુન્યામાં આસપાસ રેડે છે, અને દરેક કીરણની મદદથી કરી કુદરત ઉપર પોતાની કીરતીનો છાપ પાડે છે!—Thomson.

તે સર્વ શકતીવાનના ઓ સર્વથી પહેલા દીવાન! અને તું (આ દુન્યાનો પ્રગટ રૂપ ધારણ કરેલો) ખાકી ખોદા, અને તે અનદીઠ ખોદાનો પ્રતીનીધી છે! જેણે તુંને આએ પડછાયા સારૂં પસંદ કીધો છે.—Byron.

ઓ! સુર્ય માણસ જાત તારી આરાધના કરવા સારૂ તારી નજદીક ઘુટણ મડીએ પડે, અને ભય અને પ્યારની લાગણીઓ સાથની મીશ્રંણ બંદગીઓ કરે તેથી હું જરાબી અજાયબ થતો નથી. કારણ કે તું તો એક ફરેસ્તા સમાન છે! અને તારા કીર્તીવંત માર્ગમાં આગળ જતાં જતાં ઉંચેની બાજુએથી ખુબસુરતી, અને જીંદગી તેમજ આનંદના વર્ષાદ તારા માયાળુ કીરણો મારફતે વરશાવે છે!—Southey.

તાર, તા૦ ૨૪–૨–૧૯૧૩.

## સુરજ એક દરદ સફા કરનાર શકતી તરીકે.

લુપસ (વસુરી) અને બીજા બહારની ચામડીને લગતાં દરદો જેઓ એકત્રીઆના જંતુઓને લીધે જન્મ પામે છે, તેઓની સારવાર કરવામાં સુરજની રોશનીની મદદ લેવાની (કોપનહેગનવાળા) પ્રોફેસર ફીનસેનની રીત કરતાં છેલ્લાં વરસોની કોઇ પણ બીજી વઇદક વીદયાની શોધોએ એવડા મોટા પ્રમાણમાં લોકોના મન હરી લીધા નથી. અને એ બાબદનો શોખ માત્ર વઇદક મંડળમાંજ અટકયો નથી. "રોશનીથી સાજુ કરવાની રીત" કરી જે શોધને નામ આપવામાં આવ્યું છે, તેના નીયમો આએ પ્રમાણેના છે, કે સુરજની વીજળીક રોશનીના રસાયણીક ક્રીયા ઉત્પન્ન કરનારાં કારણો ચામડી ઉપર સોજો ઉત્પન્ન કરવાને શકતીવાન છે; કે તેઓ ચામડીમાં કાંઇ અસર કરી શકે એમ છે; કે તેઓ ચામડી ઉપરના અથવા તો ચામડીના ઉપલાં પડમાના બારીક જીવજંતુઓનો નાશ કરી શકે એમ છે. વસુરી તે ઉપરાંત, દરાજ અને ચામડીને સડો લગાડનારાં એવાંજ દરદોના કેસોની ઉપલી રીતથી સારવાર કરવામાં આવી છે, અને કેનસર (નાસુર) ની જાતના દરદોબી ઝેરી જંતુઓથી ઉત્પંન થાય છે, એવાં અનુમાન પરથી તે જાતના દરદોની એક જાતમાં એ ઇલાજ અજમાવી જોવામાં આવ્યો છે અને તેમાં ફાયદો થયલો માલમ પડયો છે.–The Tit Bits August 25th 1900.

બરલીન નજદીક સ્ત્રાલું નામની જગ્યાએ બાંધેલાં સુરજના તડકાના અંગોળો (Baths) થી સઉથી છેલ્લી શોધ પ્રમાણે દરદો સાજા કરવાની રીત–સુરજની રોશનીને ચામડીપર અસર કરવાના કામમાં વાપડવાની રીતનો રોગ સફા કરનાર ઉપાય એ કાંઈ વઇદક વીદયામાં નવો વીચાર દાખલ કરવામાં આવ્યો નથી; પણ દરદોને મારી હઠાડવાની મતલબથી દરદોની સંખ્યાના વધારા કરતાં વધારે જલદીથી ઉપાયોની સંખ્યા વધતી ચાલી છે, તેમાં આએ જમાનાબી માત્ર ૬ પેન્સ લઇ સુરજના તડકાનું નહાન નહવાડવાની રીત એક નવી નવાઇ જેવી લાગે છે. એવી જાતનું એક ખાતું હાલમાં સ્ત્રાલુ જે બરલીનનું એક પરૂ છે ત્યાં ઉઘાડવામાં આવ્યું છે, અને તે ખાતાનો લાભ અત્યારથી મોટા પ્રમાણમાં લેવાવા લાગ્યો છે. તેની કારોબાર મંડળી પ્રજાને જણાવવાની સંભાળ લે છે તેમ અલબતાં મરદો અને ઓરતો માટે તદન જુદાંજ હમામખાનાઓ છે; અને મરદોને લગતાં હમામખાનાનાં ભાગમાં મગદલ, દબલબાસ અને કસરતને લગતાં બીજા હથીઆરો રાખવામાં આવ્યાં છે, જે સાથે સુરજના તડકાંમાં નહાનારાઓ જયારે તે સુરજનું તડકું અંગ ઉપર લેતા પડેલાં નહોય તયારે પોતાનું અંગ કસે છે. જો તે વખતે વરસાદ વરસે છે તો તેઓ વરસાદનું નહાન લે છે, અને જો વરસાદ અને તડકો બંને પડતાં નથી તો તેઓ જેને હવાનું નહાન કહે છે, તે હવા દીલ પર લઇ સંતોશ કરે છે. વળી તે પરાંમાં વીદયાલુંનરમાં રોકાયલા લોકોએબી રહેઠાણો કીધાં છે. અને એમ કહેવામાં આવે છે કે કેટલાંક લખાણો કરી ગુજરાન કરનારા અને ગ્રંથકારોબી તયાં દરરોજ કામ કરે છે. બરલીનના કેટલાક દાકટરોબી ગ્નાનતંતુઓના દરદોમાં આ એ નહાન લેવાની ભલામણ કરતા જણાય છે, અને અને તે નવો ઇલાજ એક ફાસીન જેવો થઇ પડવાનો સંભવ રહે છે:–The Graphic 4-8-1900.

## રોશનીનો કારોબાર.

મોઝીઝ (મુસા પેગમ્બર) રોશનીને દુનીયાંની ઉત્પતીની અંદર પહેલી બનાવેલી વસ્તુ તરીકે જાહેર કરે છે. તે બાએની સચાઇ પર પુરતું ધ્યાન કદીબી આપવામાં આવતું નથીજ. પણ જે કાંઇ વધુ નોંધ કરવા જોગ તેમજ માનસીક અકલની રીતે જોતાં તદન ઉલટું જ છે, તે એ છે કે તેની ઉત્પતી સુરજની પેદાયશનીબી આગમચની છે. તે

હીબરૂઓના મોટા પેગમબરના મત પ્રમાણે ખોદા તાલાએ રોશનીને પહેલે દીવસે ઉત્પન કરી છે, જ્યારે સુરજને છેક ચોથે દીવશે બનાવ્યો છે. સુરજના ગ્રહમાંથી રોશની બહાર પડે છે, એવું એ અક્કલી મત સર આઇઝેક ન્યુટન ઓચરી જાય છે, પણ તેથી ઉલટું રોશની પોતાના ખરાં સ્વરૂપમાં તો તે ગ્રહથી બીલકુલ અને સંપુર્ણ રીતે સ્વતંત્ર જેવી છે; એટલે તેનો આધાર સુરજપર છેજ નહી. પુરાતમ જમાનાના કોઇપણ ફીલસુફે આવી તર્ક બાબે જરાએ ઇસારો કીધો નથી. જો આપણા જમાનાની સાધારણ પણે ફુલી જઇ સોખાઇ કરવાની રીતે બોલીએ તો, તીક્ષણ બુદ્ધીના એક માણસે જે કાંઇ ખુલ્લી રીતે કદાપી એકરાર કીધો હોય તેમાં મોઝીઝની આ એ બાબદ સર્વથી અસલી એટલે મુળ અથવા શરૂઆતની છે. એટલે તેનો પહેલો જાહેર કરનાર ખુદ મોઝીઝ શીવાય બીજો કોઇજ નથી; એ બીના ખરી છતાં ન્યુટન જેવો ગણીત શાસ્ત્રી અને ફીલસુફ તેથી કરી મહાન થાય છે.

મો. દી. લ્યુદ રોશની વીશે બોલતાં જણાવે છે, કે સઘળી મુળ વસ્તુઓ જેનું બંધારણ રોશનીથી થયું છે, તે સઘળામાંની કોઇબી વસ્તુ જે આપણે આએ દુનીયામાં જોઇએ છીયે, તે દરેક વસ્તુ ઉપર રોશનીના ચોક્કસ પ્રમાણના સમાગમ વગર કાંઇપણ ક્રીયા થઇ શકેજ નહી. એટલે કે મુળ વસ્તુઓ એની મદદ વગર એકલી એક બીજા ઉપર રસાયણીક ક્રીયા ચલાવી શકતે નહી. એ કારણથી ભુસ્તર વીદયામાં જે સઘળા ચમતકારો જણાયલા છે, તેઓની શરૂઆત આવી રીતે રોશનીના જોડાણના વખતથી થઇ છે.—(Satire's Letters N. 79,1831)

તે વળી આગળ ચાલતાં કહે છે, કે "રોશની પહેલાં માતીના જથામાં દાખલ થઇ હતી; તેમજ તે સુરજ જેવા કોઇ ઝળકાટમંદ ગોળામાંથી બહાર પડી નથી."

જ્યારે મુસા પેગમબરે ૪૦૦૦ વરસો પર સાદી ભાશામાં બહાર મુકેલી ખરી હકીકત જે સઘળી જાતના સાધારણ લોક લાગણી અને વહેમોથી તદન ઉલટી બાજુએ મુકાએલી આપણે જોઇ છે, ત્યારે તે કાનુનને હાલની વીદયા પ્રમાણે ટેકો આપનારૂ કહેવાતું મત અહીંઆ આપણી પાસે હાજર છે. બાવા આદમથી ઉતરી આવેલી દંતકથાઓ જે આગલા વડીલોની જીંદગી ટેકવી રાખનાર અને તેઓની માતાના દુધ સાથે મળી જઇ રગેરગ નસેનસ અને ભેજામાં ફરે છે, તે અગમ બુધી અને અચંબો પમાડનારી દંતકથાઓનું સઘળું નકર અનુમાન ખેંચવાનું કામ આપણે આ બહુબોલા જમાનામાં ભુલી ગયા છીએ. ત્યારપછી આપણે એ સઘળાંનો વોલતેરની લઢણે સારાંશ ખેંચીએ તો આપણે એવા અનુમાનપર આવીએ કે, તે સઘળા ભરવાડો કે જેઓ આપણા પુર્વજો છે, તેઓ એક સ્રષ્ટી રચના બાબે તકરાર કરવાને સર જાયલા કરતાં સેબ ફળના સમુસા કેમ બનાવવા તે બાબેની તકરારમાં વધારે ફાવી નીકળે એમ છે. પણ મુસા પેગંબર એક ગેબી ધડાકો એવો કરે છે કે જેથી કરી તમારો દેવસમાન પુંજાતો ન્યુટન તમ્મર ખાઇ આ લોટયા મારે છે. પણ વળી તે ઉપરાંત મોઝીઝ એ વીષે એટલો તો ટુંકો, એટલો બોહોળી રીતનો અને એવો તો સંપુર્ણ ખોલાસો કરે છે, કે લોન જાઇન્સ જેવો એક મુર્તીપુંજકબી પોતાના 'દીસબલીમેટ' નામના પ્રખ્યાત વીષયમાં એ ખોલાસા બાબે પોતાનો માનની લાગણીનો ઉભરો બહાર કાઢે છે. તે મોઝીઝના લખાણને પહેલી જગયા કરી આપી ને પછી હોમરના લખાણમાંથી ઉતારા કરે છે.

ખોદાતાલાએ કહયું કે 'રોશની થાઓ,' અને રોશની થઇ. (Gen. I. 3). અહીંઆ એક વેરાણ જંગલમાં વસનારો માણસ છે, જેણે ઇજીપશીયન લોકોના સઘળાં જ્ઞાનને ધીકકારી કાઢયું હતું, અને જેનું શીક્ષણ હાલેબી રોયલ સોસાયટી ઉપરાંત જેમાં વળી ન્યુટન સુધાના જ્ઞાનનેબી એક બાજુએ મુકાદે તેવું છે.—C. A. W. in the Theosophist Sept. 1900.

## રોશની અને દરદ.

જ્યારે ઉતર હીંદુસ્તાનના દેશી સરકારી નોકરે "રોશનીથી દરદો સફા કરવાની વીદયા" નામનું ચોપાન્યું બહાર પાડ્યું, ત્યારે આશરે એક અથવા બે વર્ષની વાત ઉપર આએ કોલમોમાં તેની જરા જેટલી ટકોર કરવાને અમોને લાલચ થઇ હતી. ઉપર જણાવેલા લખનારે જે કાનુનો આગળ બહાર પાડ્યાં હતા તે પુરતા તાસુબી ભર્યા હોવાથી, જરા જેટલી ટકોરને લાયક ન હતા. તે નાના રસાલામાં રંગોઅને દરદોના સંબંધો બાબે બેઅકલી કુથલા જેવું ઘણું એ હતું. જો હમે ખરેખરી યાદદાસ્ત તાજી કરીએ તો તેમાં કેટલાક દરદો માટે બલુ પાણીઓનો અને બીજાંઓ માટે લાલ પાણીઓનો ઉપયોગ કરવાને ભલામણ કરવામાં આવી હતી; તેમાં લાલ ને બલું દાણાઓ માટે લંબાણથી ( પટપટારા રૂપી ) વીવેચન કીધેલું હતું, જેની મદદથી મારા ધારવા મુજબ કાંઉન્ટ મેતીનુ દીલ જીતી શકાતે; વળી તે વીશયની આખરે દરદની જાત પ્રમાણે રાતી કે બલુ બતીઓની રોશનીની અંદર બેસવાથી ફાયદો થવા બાબેનાં ડફાંસભર્યાં કઢંગા લખાણ દાખલ કીધેલાં હતાં. જ્યાં તલક તે શોખીન દાકટર રોશની અને દરદ વચ્ચેના અંદીઠ જોડાણ ઉપર વીવેચન ચલાવતો હતો ત્યાં તલક તેના ટીકકાઓમાં સચાઇનુ તત્વ સમાયલું હતું, એમ કબુલ કરી તેનો હવે બદલો વાળી આપવાનો વખત આવી લાગ્યો છે. જે દરદી એક લાલ દીવાની રોશની અંગ ઉપર લઇ પોતાને તાજગી આપવાની વેતરણ કરે છે તે તેમ છતાં પોતાને સાજુ થવાના રસ્તાથી ઘણે લાંબે દુર મુકાયલું જુએ છે. પણ છેહલામાં છેહલી શોધે બતાવી આપ્યું છે કે દરદોના જોર અને રોશનીના ચોકકસ કીરણોની વચ્ચે એક જાતનો ઘાડો સંબંધ છે. રોશનીની અસર શીતળાના કેસોમાં ઘણી નુકશાન કરનારી છે, એવી ખરી હકીકત વઇદક મંડળને લાંબા વખતથી જાણીતી છે. તેમ છતાં શીતળાના દરદી ઉપર રોશનીથી થતી પ્રાણઘાતક અસરોની ખાસ ખાશીયત બાબે છેહલાં માત્ર થોડાંજ વરસો થયાં ચોકકસ અનુમાન ખેંચવામાં આવ્યું છે. ડાકટર ફીનસેન નામના એક દેનીશ વીદવાને સંભાળભરી શોધોથી એવો ભર્મ ખુલ્લો કર્યો છે, કે રોશનીના બલુ, વાયોલેત અને અલત્રા વાયોલેત જાતના રસાયણી કીરણોથી કરી માત્ર શીતળાનાં રોગોમાં અગન અથવા બળતરા ઉઠે છે, અને ચામડીપર સોજો આવીને પરૂ બંધાય છે. જો આ રસાયણીક કીરણોને દુર કરવામાં આવે તો રોશનીની માઠી અસર થતી અટકે છે. તેઓને દુર કરવાની રીત સહેલી છે. જે કાંઇ કરવાની જરૂર છે તે માત્ર એટલીજ કે દરદીના ઓરડામાં દાખલ થતી રોશની કાંઇ લાલ ચીજમાંથી પસાર થાય તેટલા સારૂ આડા અંતરો અને પરદાઓ લાલ રંગના જોઇએ. બને તો દીવાળને પણ લાલ રંગની ઝાલરોથી સંગારવી જોઇએ; મોટા ફાણુસો અને નાની બતીઓ વટીકનેબી રાતા રંગના પરદાઓથી ઢાંકી લેવા જોઇએ; એ રંગ કાંઇપણ અસર કરતો નથી, અને ફકત રસાયણીક કીરણોને આવતા બંધ કરી દે છે. શા કારણથી શીતળાના રોગોમાં રોશની અસર નાશકારક નીવડે છે તેનું ખરૂ કારણ શોધયા વગર આગળા વખતના વીધવાનોએ રોશનીની થતી નાશકારક અસર કબુલ રાખી ત્યાંજ ગાંડુ અટકાવયું છે; એથી જે પરીણામ આવ્યું છે તે એટલુંજ કે અંધારા ઓરડામાં દરદીને રાખવાનો અખતરો નીષ્ફળ નીવડ્યો છે. તેઓની નીષ્ફળતાનું કારણ એ છે કે દરદીની આસપાસની જગ્યાએથી રોશની ખેંચી લેવાથી દરદીના મગજ ઉપર દબાણ થાય છે, અને એવી રીતે તેઓની મતલબ ઉંધી વળે છે.

દરદીને કોઇપણ રીતે દુઃખ આપ્યા વગર ડાકટર ફીનસેનની સારવારથી ધારેલી મતલબ પાર પડે છે, એમ તે દાવો કરે છે. જેવાં દરદીને શીતળાના ચીન્હો જણાવા માંડે છે કે તુરતજ તેને લાલ ઓરડામાં લઇ જવાનુ જરૂરતુ ધારવામાં આવે છે. સન્તાધીકારીઓ એવો દાવો કરે છે કે જ્યાં

ફીનસેનની રીત અજમાવી જોવામાં આવી છે, ત્યાં દરદીઓમાંનો કોઇપણ દરદી મરણ પામ્યો નથી, અથવા શીતળાનો હુમલો વટીકળી જોરમાં થયો નથી. ઇંગ્લંડ દેશ જે જુનુ તે સુનું કરીને દવાની બાબતમાં હજુરબી નવા સુધારાઓ દાખલ કરતું નથી, તે શીવાય યુરોપના દરેક મુલકમા એના અખતરાઓ અજમાવી જોવામાં આવે છે. ફીનસેનની રીતના ફાયદાઓ એટલા તો છે કે તે સસતી પડે છે, તે મજ દરદી માટેના કોઇપણ જાતના ઓરડામાં તે વાપરી શકાય છે; તે ઉપરાંત કોઇબી અજ્ઞાન માણસ સરીઓબી તેને અમલમાં મુકી શકે છે. જો ઘણીજ ખંતને સંભાળ લઇ એ રીત પ્રમાણે સારવાર કરવામાં આવે તો શીતળાની સાધારણ રીતની સારવારમાં એક ઘણોજ કીમતી મદદ કરનારો આ ઇલાજ ગણાશે. યુરોપના મુલકોમાં શીતળાના દરદો ઉપર રસાયણીક કીરણોની જે અસરો થાય છે, તે મુલકો કરતાં હીંદુસ્થાન જેવા ગરમીના મુલકમાં કકડતાં અને આર પાર પસરી જતાં સુર્યના કીરણોની અસરો સો ઘણી વધારે થાય છે. માટે એ દેશના વૈદક શાસ્ત્રીઓએ આ બાબત ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ, એમ માલમ પડે છે—The Times of India, 21-8-1900.

(સાંજવર્તમાન ૧-૩-૧૯૧૩ શનીવાર.)

## શરીરની ચામડી ઉપર રોશનીથી થતી અસર.

ચાંમડીના સ્વરૂપ ઉપર સુર્યના તડકાંની જે અસર થાય છે, તે બાબે બોલીએ તો તેમાં કદાચજ સરાગાત કીધેલી ગણાશે. વીજળીક રોશની જે સઘળી હસ્તકૃત રીતે તૈયાર કીધેલી રોશનીઓમાં ઘણીખરી સુર્યની રોશનીને મળતી ઉતરે છે, તે વતી જે છેલ્લામાં છેલ્લા અખ્તરાઓ કરવામાં આવ્યા છે, તે ઉપરથી રોશની ઉઘર ભાવ કરવામાં કેવો ઉપ્યોગી ભાગ બજાવે છે તે જણાઇ આવે છે. એ તો લાંબો વખત થયાં જણાયલું છે, કે રોપાઓને રોશનીનો લાભ જરાબી આપવામાં આવતો નથી, તો તેઓ જલદીથી કરમાઇ જાય છે.

થોડાક વખતની વાત ઉપર રોશનીની ફાયદાકારક અસર બાબેની સાબેતીઓ સાફ માલમ પડી આવી હતી. એક ભાષણ પુરૂં થતાં એવું માલમ પડી આવ્યું હતું, કે કેટલાંક ફુલોની કળીઓ જે ભાષણકરતાની ટેબલ ઉપર પડી રહી હતી, તે કળીઓ વીજળીક રોશનીની અસરથી તદન ખીલી ગઇ હતી, જયારે બીજી કળીઓ જેઓને અંધારાંમાં રાખવામાં આવી હતી, તેઓમાં કાંઇબી વધારો થયલો માલમ પડયો ન હતો. વળી પ્રાણીઓબી આવી અસરોની હેઠળ મુકાતાં સારી રીતે જણાયલાં છે. અને જેઓ અંધારી ઓરડીઓમાં કે ગલીગુંચીઓમાં અનેવળી જમીન નીચેના કારખાનાઓમાં પોતાના દહાડાઓ ગુજારે છે, તેઓના ચહેરા ઉપર જે ફીકાસ જોવામાં આવે છે, તેમાનો ઘણો ખરો રોશની પુરતી નહી મેળવવાને લીધે હોય છે. બાલકો જેઓને ઘણી ખરાબ રીતની એટલે ઝાંખી રોશની પડતા ઓરડાઓમાં ઉચ્છેરવામાં આવ્યાં હોય છે, તેઓ અને કુદરતી ખુબસુરતી જોવાનો શોખ ધરાવનારા જે લોકોને નાના કદની બારીઓ પસંદ છે, તે ઉપરાંત જેઓ વળી રંગીન કાચ તે બારીમાં જડીને અંદર આવતી રોશનીને વધારે ઝાંખી કરી નાખે છે, તેઓ સઘળા તેઓના ફીકકા ચહેરાને નબળી પડી ગયલી તંદુરસ્તીમાં તેનો નહી માપ થઇ શકે એવો દંડ ભરે છે. કેટલીક ચામડીઓ સુરજના સીધાં કીરણો ખમવા માટે ઘણી નાજુક હોય છે. રંગ વગરના ડાઘો કે ધાબાંઓ જે ચામડી ઉપર જણાય છે, તે સુરજની માનીતી રોશનીને આગ ઉપર લીધાથી કરી રંગનું અ સાધારણ પ્રમાણ ઉત્પન્ન થવાથી કરી ઉત્પન્ન થાય છે, અને તેમાંના કેટલાંક જેટલી ઝડપથી દેખાવ દે છે તેટલીજ ઝડપથી નાબુદ થઇ જાય છે. સુરજના કીરણોમાંના ગરમી આપનાર કીરણો એક આતશ અથવા રાઇનું પલાસ્તર અસર કરે તેવીજ રીતે અસર કરે છે, તેથી સાધારણ રીતનારંગના ધાબાં અથવા

તડકાને લીધે પડેલા કાળાશ જણાય છે. શરીરના જે છીદરોમાં રંગ રહે છે, તે છીદરોને રોશનીની ગેરહાજરીથી પુષ્ટી મળે છે, તેથી તેઓ સંકોચાઇ જાય છે, અને તેથી તેઓમાનો રંગ એવી રીતે એ માલમ થઇ જાય છે કે ફીકાશ ઉત્પન્ન થાય છે; જેથી કરી વધારે ઉપરની ચામડી ફીકકો રંગ પકડે છે; તે વળી ચામડી જયારે તે ઉપર સુરજની રોશની પડે છે ત્યારે આગળની માફક ઘેરા રંગની થાય છે.-Family Doctor

## સુરજનો તડકો અને રહેઠાણ.

સઘળી જાતના ક્ષય (ખઈ) રોગોમાં તાજી હવાના મીશ્રણ સાથની સુરજની રોશનીની કીમત બાબે છેલ્લાં થોડા વરસો થયાં એટલું બધુ તો બોલાયું ને લખાયું છે, કે જેથી કરી કુદરતના એક સર્વથી મોટા અને સર્વથી બળવાન ઇલાજોમાના એકના તંદુરસ્તી આપનારા ગુણોના ખરેખરા વીચાર તરફ આપણે જલદીથી જાગરૂત થતા જઇએ છીયે. રોશની એ કાંઇ એવી ચીજ છે કે જે કાંઇબી રીતે ખરીદી શકાતી, અથવા વેચી શકાતી, સાતાના પેટામાં અપાતી અથવા તો અદલાબદલી થઇ શકાતી નથી; પણ ખરૂં જોતાં તો તે સર્વને સારૂ મફત છે. જયારે એમજ છે, ત્યારે તેનો જેટલાબી લેવાય એટલી હદે ઉપયોગ કાંય ન કરીએ? ઘરોના ઓરડાઓની બારીઓને, પરદા, આડા અંતરો અને અંધારીઓથી બંધ્યાર કરી લેવામાં આવે છે. આ સઘલું ઘરનો અંદરનો સીંગાર જાળવી રાખવા માટે હોય છે; તેમજ તેથી આપણને ઉપર ઉપરથી ખુશાળીની લાગણી પેદા થાય છે, એવી રીતના અંદરના ભાગોમાં આપણે આપણી જીંદગીનો સારો જેવો વખત ગુજારીએ છીયે. ઘણા ખરા દાખલાઓમાં ઓરડાઓની અંદર ઘણી નાની બારીઓ વાટે સુરજની રોશની દાખલ થાય છે. તે બારીઓ ઝાલર ઝુલરથી એવી રીતે તો ગંદાઇ ગઇ હોય છે, કે તેઓના માહેલા ભાગના સીંગારથી કરી તેઓની (સુખ શાંતી બાબેની) ખરેખરી કીમત ઘટી જાએ છે. કોઇ કોઇ તેના પરદાઓ એટલા તો નીચા લટકાવવામા આવે છે કે જેથી કરી ઓરડામાં હમેશ માત્ર અંધારૂંજ અથવા ઉદાસી વાસો કરી રહે છે, તેમજ તે ઝેરી જંતુઓના વસવાત, ઉધર ભાવ અને ઉત્પતીને સેહલાઇ કરી આપે છે. ઘરના સર્વથી તંદુરસ્તી આપનારા અને વસવાત કરવા લાયક ભાગને બહારના આદમીઓની મુલાકાત સારૂ અને સારે અવસરે વાપરવા સારૂ અલગ રાખવામાં આવે છે; જયારે મનને જરાબી રૂચે નહી એવા ભાગમાં દરરોજ વસવાટ કરવામા આવે છે.

જો એક મોહોલ્લામાંનું ઘર મધ્ય રેખાની બરોબર એકજ લીટીમાં ઉભું કીધેલું હોય તો તેના ઉપર સુરજના તડકાનો ચોકકસ ભાગ સહવાર અને સાંજે તેના આગલા અને પાછલા ભાગોને ગરમી આપવા સાથે તેની અંદર તે સુરજના તડકાની રજાળ પડે છે. જો ભુમધ્ય રેખાની સીધી લીટીમાં પુર્વ અને પશ્ચીમ બાજુએ લંબાતા મોહોલ્લામાં એક ઘર ઉભું કરવામાં આવેલું હોય છે, તો તે મોહોલ્લાની ઉતર બાજુએથી તે ઘરના આગલા ભાગમાં સુરજનો તડકો મધ્યાન વખતે પડશે; જયારે તેનો પાછલો ભાગ સારા વરસ સુધી કાંઇપણ તડકાના ઉજાસ વગર ખાલી રહેશે. જો ઘરનું મહોડું મહોલ્લાની દક્ષીણ બાજુએ કીધું હોય તો તે ઘરના પાછલા ભાગમાં હમેશાં ઉજાળું પડશે જયારે તેના આગલો ભાગ છાયડાથી હમેશાં ઢંકાયલા રહેશે. ઘરો બાંધવાના હુન્નરમાં વધારે ચળકતું ભવીષ્ય આવતું જતું માલમ પડે છે. સુરજની રોશનીના દરેક કીરણોને ઉપયોગમાં લેવા સારૂ વીસમી સદીમાં ઘર બાંધવાની કળામાં મોટો ફેરફાર થઇ જશે; તે ઘરો સહવાર, મધ્યાન, બપોર તેમજ આથમતા સુરજના કીરણોથી તડબોર થઇ જશે. આકાશમાંથી પડતાં રોશનીના કીરણોને પરદા, એંતરો, તથા ઝાલર–ઝુલર અટકાવીને ઉજાશ પડતો બંધ પાડે છે, તે સઘળી નડતળોને હવે પછીથી રૂખસદ લેવી પડશે; અને તેઓ સાથે સાથે વળી ઝેરી બીઆંઓનો ઉપદરવ વધારતી ધુળથી ભરાયલી જમીન જે હમણા આએ જાતના પરદા અને

ઝાલરોથી ઢંકાયલી છે તેઓનોબી તેવો જ હાલ થશે. ઓરડાની બારીઓ મોટા ઘેરાવાવાળી બનાવવામાં આવશે, જેથી રોશનીની ધુજરીઓ તે ઓરડાઓને દરેક ખુણે ખંટોળે ફરી વળશે, અને વખત એવો આવશે કે જ્યારે પાણી અને બ્રશથી કરી એક ઘરને ધોઇ સફા કરવાનું તંદુરસ્તીને સુખશાંતીના નીયમોને તદન અનુસરતું છે, એમ સારી રીતે સમજવામાં આવશે. આપણી બાજુમાં લાંબી બીલડીંગો બાંધીને સુરજનું તડકુ આવતું બંધ કરી લેવાને આપણા પાડોસીઓને રજા આપવામાં આવશે નહી. કારણ કે જો કે આપણા એકના એક વેરો નાખનારાઓ જમીનની ઇસ્ટેટના ખાનગી હક બાબે વાંધો ઉઠાવશે તો પણ તેઓ સુરજના તડકાનો તેમજ હવાના ખાનગી હક બાબેનો કશોબી વાંધો ઉઠાવે એ બનવા જોગ નથી.

સુરજના રોશની એ કુદરતનો ઝેરી બીઆ નાશ કરનારો ઇલાજ છે; તે એક ખરેખર બળવાન ઇલાજ છે; અને આ એ જંતુઓ જમીનની લગોલગ બાંધેલા અંધારા અને માણસોની વધુ આવન જાવન વાળા ઓરડાઓમાં મુખ્ય કરી રહેતાં હોવાથી એતો ખુલ્લું માલમ પડી આવે છે, કે તેઓને સુરજની રોશનીની રેળ છેળ કરી બુડાડી મુકવાં જોઇએ. અને આ મહાબળીઆ દોશતો જેઓ આટલી સહેલાઇથી મળી શકે અને જેઓ આપણને મદદ કરવાને તત્પર રહે, તેઓનો લાભ મેળવવા સારૂ આપણે રાજી હોઇએ, તો શીલ્પ સાસ્રની લગોલગ સુખ શાંતીના નીયમો લાગુ પાડવાનું કેટલું અતીષ્ય જરૂરનું છે તે આ ઉપરથી માલમ પડશે. આખા દીવસમાં સુરજના સીધ્ધા કીરણો આપણા ઘરમાંથી પસાર થતાં ન હોય તો આપણે ઘણાખરા આગલના અને આડકતરાં કીરણો મેળવી સંતોષ પામીશું. પણ આવી રીતન કીરણોની આવકની હદ છેજ નહી. જે ઘરનું મોહડુ ઉતર તરફ આવેલું છે તે ઘરનો આગલો ભાગ હમેશાં ચાલુ વપરાશના ઓરડાઓ સારૂ રોકવો, જ્યારે જે ભાગ મોહલ્લાની દક્ષીણ બાજુએ હોય તે ભાગોમાંના ઓરડાઓ રંગ રાગ અને રમતગમતનો ઉપયોગ સારૂ રોકવા. જો ઘરનુ મુખપુર્વ અથવા પશ્ચીમ તરફ હોય તો ઓરડાઓને પાછલા ભાગોમાં સરેરાસ, વહેંચી નાખવા. એક અંધારા ઓરડામાં સારી રીતે તંદુરસ્તીનો વધારો થવો સંભવીત નથી; અને જેમ એક ઘાસનુ તણખુ એક પેટીની તળે વધીને ઉધરવા પામે એમ જેવી રીતે આપણે આશા રાખી શકીએ નહી, તેજ પ્રમાણે નાના બચ્ચાંઓ અથવા વૃધ્ધ વયના આદમીઓનો તેમાં ઉધર ભવ થવાની આશા રાખી શકાશે નહી–The Family Doctor.

તે (સુરજ) આખા વનસ્પતી માત્રને અને વનસ્પતી મારફતે આખા પ્રાણી માત્રને ઉછેરે છે. ખીણોમાં ઉગતાં કમળફુલો, ખેતરોમાં ઉગતી લીલોતરી અને હજારો ટેકરીઓ ઉપર ચરતાં ઢોરો તેની બનાવતને આભારી છે. તે સ્નાયુઓનો ઘાટ ઘડે છે, (શરીરમા) લોહીને ચલાવે છે; ભેજાંનું બંધારણ કરે છે; સીંહના પગોની અંદર ચપળતા મુકી આપે છે; ચી-તાને છલાંગ મરાવે છે; ગરૂદ પક્ષીને હવામાં ઉંચે ઉડાવે છે; સાંપને પેટે ચલાવે છે. તે જંગલનુ બાંધકામ કરે છે; તે તેને કાપી નાખે છે. જે શકતીથી કરી ઝાડો ઉત્પતન્ન થાય તેમજ જેથી ઝાડે કાપવા માટે કોહાડી વાપરવાનુ જોર ઉત્પન્ન થાય છે, તે શકતી મુળે તો એ કજ છે. આપણી ખાણો માંથી સુર્ય વડે કાચી ધાતુ ખોડી કાહવામાં આવે છે, તે વડે લોખંડને ગોળ આકાર આપવામાં આવે છે, તેથીજ લોખંડના જાડાં પત્રાને મેખ મરાય છે; તેથી કરી પાણી ઉકળે છે; તેનાથી આગગાડી ખેંચી લઇ જવામાં આવે છે. તે માત્ર રૂજ ઉગાડતો નથી, પણ તે તેના રેસા કાઢી કપડુ વણી આપે છે. સુર્યની મદદ વગર કોઇબી હથોડો ઉંચકાઇ ફેરવાઇ કે ફેંકી શકાતો નથી. તેની શકતીને ખાલી જગ્યા (આકાશ)મા છુટથી રેડવામાં આવે છે. પણ આપણી દુનીયાં તો તેની શકતી માટે થોભવાનું અથવા ઉતારાનુ મકાણુ છે, જ્યાં તે શકતી બં

ધ્યાનમાં આવે છે:–સુર્ય આપણી આગળ ગરમીના રૂપમાં આવે છે, અને તે ગરમીના રૂપમાં તે આપણને પાછો છોડી જાય છે, અને તેના દાખલ થવા અને પાછા જવાની વચેના દરમયાનમાં આપણી દુનીયામાં અસંખ્યાબંધ જાતની શકતીઓ દેખાવ આપે છે.—Professor Tyndall.

## સુર્યની આરાધના.

અરે સુર્ય! માનવી જાત તારી આગળ તારી બંદગી કરવાની મતલબથી ગુટણ મડીએ પડે અને પોતાની અજાયબી અને પયારના મીશ્રણના ઉભરાવાળી બંદગી રજુ કરે તે કામથી મને કાંઇ અચંબા જેવું લાગશે નહી. કારણ તું એક ખોદા સરખો છે, અને તારા કીર્તીવંત માર્ગ ઉપર આગળ ચાલતાં ચાલતા ફાયદો કરનારાં કીરણો, ખુબસુરતી, તેમજ જીંદગી અને ખુશાલીનો વરસાદ વરસાવે છે.—Southey.

## સુર્યનું મનોરંજક વર્ણન.

સુરજ, જેવીરીતે વરરાજા પોતાના સુવાના ઓરડામાંથી બહાર આવે છે, તેની બરોબર છે; અને તે એક જોરાવર માણસ તરીકે દીવસની સરત દોડવાને માટે ખુશી બતાવે છે. તે આકાશને એક છેડેથી બહાર નીકળીને તેનો ચકરાવો બીજે છેડે પુરો કરી આપે છે, અને તેથી કરી તેની ગરમીની અસરથી કાંઇપણ બચવા પામતું નથી.–David

સુર્યએ ખોદાની જાંબુરા રંગની આકાશ રૂપી ઢાલ ઉપરનું ફુલ અથવા કંગર છે—Bailey

## સુર્ય ગ્રહણ.

સુર્ય ઝાંખા ગ્રહણની અંદર પોતાના કીરણો ખોહી બેસીને નાશકારક તેજ વગરની રોશની અર્ધ દુનીયા ઉપર ફેંકે છે, અને રખે તેમાં કાંઇ ફેરફાર થઇ જાય એવી બીહીક ધરાવનારા શહેનશાહોના મનમાં ગુંચવાડો પેદા કરે છે. –Milton.

## સાંજના વખતનો સુર્ય.

જયારે બપોર પછી સુર્ય નમવા માંડે છે, અને તેની ઓછી થતી ગરમી ઉપરાંત તેનું ચકચકીત તેજબી ઓછું થાય છે, ત્યારે જાણે તે જતાં જતાં ન રમાશ પકડતો અને બાકી રહેલા દહાડાથી ખુશી થતો જણાય છે.–Dryden.

## સુર્યની કીર્તીઓ.

જયારે એક બળવાન રાક્ષી સીંહરાજ, તેમજ એક ખુશ ખુશાલ વરરાજાની માફક દીવસરૂપી દાખલ થવાના દરવાજાઓમાંથી તે સુરજ નાચતો કુદતો બહાર પડે છે, ત્યારે તે દવરૂપી ઝુલફાંઓને ખંખેરી નાખીને તુમાખદાર પહાડો ઉપર પોતાના કીરણોની ફેંકાફેંક કરે છે, અને પુર્વ તરફના પાણીના ઝરાઓને ગરમ કરે છે! તેના તેજી ઘોડાઓ જેઓને યાળ ઉપરથી બાંધી લીધેલા હોય છે, અને જેઓ આકાશીક મેદાનો ઉપરથી તેનો રથ જોરભેર દોડાવતા લઇ જાય છે, તે તેજી ઘોડાઓ અને રથનો દેખાવ એક ઝળકાટમંદ પ્રવાહ અને દીવસરૂપી અજવાળાંની રેલછેલ જેવો થઇ રહે છે.
—Broome.

## સુર્યનું ઉપયોગીપણું.

તે કીર્તીવંત સુર્ય–જે આપણા સુર્યમંડળનું મધ્ય બીંદુ અને જીવ–જે તે મંડળને રોશની આપનાર દીવો–તેને ગરમી આપનાર આતશ–તેને દોરવનાર અને કાબુમાં રાખનાર લોહચુંબક છે;–તે રંગનો ફુવારો છે–જે તેનો બલુ રંગ આશમાનને, તેનો લીલો રંગ ખેતરોને, તેના વરસાદની કમાનમાં જણાતા રંગો સઘળી જાતના મનપસંદ ફુલોને તેમજ પ્યારની નીશાનીવાળી ગુલાબી રોશની જુવાન માણસ અને સુંદરીના આરસપહાણના જેવા દીપતા ગાલોને બક્ષે છે. Sir David Brewster.

## આવકારમંદ સુર્ય.

સહવારેના જયારે તું તારા શામ્યાનાની બાહેર દોકયું કરી, તેના ગુલાબી અને લાલ રંગના પરદારૂપી વાદળાંઓ ખસેડી નાખી તેમજ દરેક બાજુએ જીંદગી તેમજ રોશની પાંડરે છે, ત્યારે ઓ સુર્ય! તું સર્વથી ઝળકાટમંદ લાગે છે!–Barton.

ઉગતા સુર્ય કરતાં આઠમતા સુર્ય તરફ ઘણી વધારે ખુશાલીભરી આંખોથી નજર કરવામાં આવે છે. તે વખતે ગરીબ માણસો પોતાનો ભાર રૂપી બોજો નીચે મુકી દે છે; જે માણસો તરફ સુર્ય કોઇપણ પૈસાદાર આદમી તરફ દીલસોજી બતાવ્યા કરતાં વધારે દીલસોજી બતાવે છે. કોઇબી તારો અથવા ચંદ્ર સુર્ય ઉગવા બાબેની આગમચથી ખબર આપતો નથી; અને શુ આઠમતો સુર્ય એક આશકની માફક પોતાનુ પ્રતીબીંબ ચાંદમાં મુકી જતો નથી? જયારે તે આઠમે છે ત્યારે મારૂ પ્રીત તેની તરફ દોડે છે, અને નહી કે તે તલુ થાય છે ત્યારે! જયારે તે આઠમે ત્યારે તે લગભગ આપણા તરફ સંપુર્ણ માયા બતાવે છે, અને સાંજના સર્વથી પહેલા ઉગતા તારા તરફ વધારે નરમાશપણુ બતાવે છે. જે તારા તલુ થતાં તે સુર્યને પહેલવાની રીતથી નાશ કરી નાંખે છે. તે (સુર્ય) મરણ પામે છે, અને જમીનની નીચે એવી નેમથી જાય છે, કે તે આપણને તે આશીરવાદ પામેલાં કરે. અને જયારે હું મરણ પામીશ ત્યારે તે સુર્ય મારા અસ્ત પામવા (મરણ) પછી અર્ધા કલાક જેટલો અસુરેથી અસ્ત પામે તો સારૂ! આએ દુનીયાને સુર્યની સાથે સાથે છેલ્લી સલામ કરવાને હું ઇચ્છીશ; પણ તે સુર્ય મારા કરતાં થોડો વખત વધારે વાર તે દુનીયાપર પોતાની છેલ્લી નજર ફેંકે એવી મારી ઇચ્છા છે!—Richter.

## સુર્ય એક વજીર અથવા કારોબારી તરીકે.

ઓ સુર્ય! તુ સર્વ શકતીમાન ખોદાનો આ દુનીયામાં સર્વથી પહેલો વ્યવસ્થા કરનાર છે! તું આ ખાકી દુનીયાનો ખોદા છે! અને તે અંદીઠ ખોદાનો પ્રતીનીધી જેવો છે, જેણે પોતાની છાયા તરીકે તુંને પસંદ કીધો છે! તું વડો સેતારો છે! તું સંખ્યાબંધ સેતારાઓના મધ્યબીંદુ સમાન છે! તુ કે જે અમારી દુનીયાને નીભી શકતી બનાવે છે, અને જેઓ તારા કીરણમાં રહીને ફરહર કરે છે, તેઓના મન અને દીલને નરમ બનાવે છે!

અરે રૂતુઓના મુરબ્બી! અને જેઓ નજદીક અથવા દુર છે તેઓ ઉપર હકુમત ચલાવનાર! જે શેહેનશાહો છે તેઓમાં તું વસે છે, તેઓનો તેમજ અમારી અંદર રહેલો આત્મા તારૂ કાંઇ રંગરૂપ ધરાવે છે, તેમજ અમારા બહારના સ્વરૂપમાંબી તેમજ છે;—તુંતલુથા! પ્રકાશ મંદ થઇને કીરતીની અંદર નમતો થા!
—Byron.

## સુર્યની હાજત.

જો કે સુર્ય કોઇ વખત આપણને દઝાડે છે, અને આપણુ માથુ દુઃખવાની ફરયાદને જનમ આપે છે તે છતાંબી તેની ગરમીની આપણને જરૂર છે, એમ કબુલ કરવાને આપણે ના પાડીશું નહી.—Phelip-de Mouay.

## સુર્યની શકતી.

હવે તે બળવાન સુર્ય બુલંદ આશમાન સુધી ઝળકાટ આપતો આપતો, તે અતી ઉંચાઇએ ચઢી ગયલાં વાદળાંઓને, તેમજ સહવારના પહોરમાં નજરે પડતાં ધુમસ જે ખડકે ખડકે રંગથી સજ થયલા પટાઓના આકારોમાં ટેકડીઓની આસપાસ ઉડયા કરે છે, તેઓને બાફરૂપી હવાના આકારમાં પીગળાવી નાંખે છે; આસપાસ બોહોળા પ્રમાણમાં પંથરાયલી પૃથવી જયાં સુધી જે જગ્યાએથી ઢળતા આકાશને મળી જતી જણાય છે, ત્યાં સુધી બોહોળા પ્રમાણમાં ખુલ્લો થઇને ખુદરતનો ચહેરો (સુર્ય) પ્રકાશે છે.—Thomson.

## સુર્યની ચેહેરો પાડવાની શકતી.

દુનીયાની જે સઘળી દમામદાર ચીજોથી હમારી આંખોને ખુશાળી લાગે છે, તે માત્ર તારા રસાળા સમાન છે. તું તેઓને ઘણા કીમતી રંગો(નો પોશાકો)થી સજ કરે છે; જતાં જતાં તું તારી હુ નરમંદીવાળી પીછીથી પુરૂથવીના નજ

રે પડતા દેખાવને ચીતારી જાય છે.
—Cowley.

## આડમતો અથવા ઉગતો સુર્ય.

જયાંસુધી તર્ક શકતીથી કરી આ-દમતા અથવા ઉગતા સુર્યના કામને તેજદાર બનાવવામાં આવશે નહી, જયાંસુધી કવેશ્વરની કલમથી કરી પુર્વ અને પશ્ચીમ દીશાઓને રોશનીથી ભરપુર કરવામાં આવશે નહી, ત્યાં સુધી સુર્યના નમવા તથા તલુ થવા માટેનું કામ પોતે તો કાંઇ નજી નવી બાબત જેવું જણાય છે. પણ જે આત્મા આપણમાં પ્રકાશે છે તે પોતેજ બહોળી અને નહી નાશ પામે એવી હઇયાતી છે; અને આપણે તેની ખાસ્યત વીષેની શાખેતી જોઇએ છીએ, તેમજ જાણીએ છીએ. (પણ) તેના ઉપર ખાકી તર્ક શકતીનું ઢાંકણુ ઢાંકતા નથી; અને ત્યાર પછી તેને અકલરૂપી કપડાંઓથી સીંગાર કરીને પછી પળ વખતમાં ગુમ થતા ઓળાઓ જેઓ માત્ર આપણા પોતાનાજ ઉત્પન્ન કીધેલા ખાલી દેખાવો છે, તે તરફ આપણું દીલ દોડાડવા સારૂ આપણે માતી માંથી પેદા થયલાં પ્રાણીઓને એટલે ખાકના બચ્ચાંઓને જેવી આદત પડી છે, તેવી રીતે ખાલી ભપકા અને ખુબસુરતીઓ તરફ ભકતીભાવ ન દેખાડતાં, જયારે આપણે તેને સર્વથી વધારે ઠરેળપણાથી તેમજ સર્વથી વધારે ગંભીરતાથી અને અધીરાઇથી નીરાળી નજરથી જોઇએ છીયે, ત્યારે ખરાં તત્વનો સર્વથી વધારે ખ્યાલ આવે છે.—Professor Wilson.

## સુર્યનો બુલંદ દરજજો.

તેના ચહેરા ઉપર નજર કરવાથી ફરેસ્તાઓ વટીકને જોર મળે છે, તો જો કે તેમ થવાનો શો અર્થ થાય છે તેનો ખુલાશો કોઇપણ કરી શકતું નથી. દુનીયાનો તે આબદાર ચહેરો (સુર્ય), સૃષ્ટી હસ્તીમાં આવી તે વખત જેટલોજ જળકાટમંદ છે.—Goethe.

## સુર્યનો ઝળકાટ.

સોનેરી સુર્ય પોતાના ઝળકાટની અંદર (બાગે) બહેસ્તની મીસાળે છે. તે દુરથી પોતાની રોશની ફેંકે છે. તેઓ (સેતારાઓ) જેમ જેમ સેતારાઓને લગતા નાચમાં, સઘળાઓને ઉતેજન આપતી તેની બતી તરફ ફરતા ફરે છે, જેથી કરી દહાડાઓ, મહીનાઓ અને વર્ષોની સંખયાની ગણત્રી થઇ શકે છે, તેમ તેમ તેઓ પોતાની જુદી જુદી ચલણે જલદી જલરી ફર્યા કરે છે; અથવા તો તે (સુર્ય)નું લોહચુંબકીક કીરણ જે સૃષ્ટીને ઘણી ધીમી રીતે ગરમી આપે છે તેની અસરે કરી તેઓ ગતીમાં મુકાય છે; અને જો કે એ માલુમ રીતે તોપણ ઘણા ઉંડાણ સુધી તેની અસર માહેલા ભાગોમાં નરમ રીતે પણ જોરથી પેવસ થઇ જાય છે.—Milton.

## સુર્યની જીવણ શકતી આપનાર ગરમી.

સુર્યે પોતાનો જુસ્સો ખોયો છે; તેનો નીચે ઉતરતો ગોળો હવે જીવણ શકતી આપનારી ઉષ્ણતા અને પ્રાણ સંજીવન રાખનાર ઝળકાત શીવાય બાકી કાંઇ પણ બહાર પાડતો નથી; જે વાદળાંઓ આકાશના ખુબસુરત ઝભાઓ જેવાં છે, તે વાદળાઓને જુદી જુદી જાતના કીરણોથી કરી તે પ્રકાશીત કરે છે.—Thomson.

## સુર્યને આવકાર.

રોશની અને દહાડાની બતીના ઓ ખાવીંદ! તુ ભલે પધાર! લીલા ભાજી પાલાને ઉચ્છેરનાર, તું ભલે પધાર! ફુલોને વધારનાર તું ભલે પધાર!

દરેક મુળીયાં તથા રેષાને મજબુતી આપનાર તું ભલે પધાર! સઘળી જાતની ફળફળાદી અને અનાજની સગવડ બક્ષનાર તું ભલે પધાર! બ્રાયરની ઝાડી ઉપર પક્ષીઓના રહેઠાણને છુપાવી નાખનાર તું ભલે પધાર! વર્ષના ખાવીંદ તથા હકુમત ચલાવનાર! ભલે પધાર!

ખેડુતોને હાથે હળોથી કરીજમીન ખેડાવી તેઓનું ભલું ચાહનાર તું ભલે પધાર!

જંગલો ઝાડો અને ડાંખળીઓને સમારનાર તું ભલે પધાર!

દરેક ચીજ જે કાંઇ આસપાસ પંથરાઇ ગઇ છે તેની જીંદગી તરીકે તું ભલે પધાર–Gravin Douglass.

## સુર્યનું કીરણ.

અરે હુનાળાના દીવસના સુર્યના કીરણ! તું કે જે જંગલ-બીઆબાનમાં દીલાસો દેનાર, તેમજ દર્યાની અંદરનાને ખુશાલી આપનાર છે, તે કામ બજાલાવવામાં તારા જેવું બીજું શું છે? બાકી માનવીને તારા જેવી કાંઇ ચીજ બક્ષવામાં આવી છે–તે સઘળી ચીજોને બેહેશત (આકાશ)ના રંગોથી કરી ખુબસુરત બનાવનારો ઇતબાર અથવા શ્રધ્ધા છે.–Mrs. Haemans.

## સુર્યની રોશની.

સુર્યની રોશનીએ છુપાયલા પડછાયાને શોધી કાઢીને એક આચકા સમેત લીલાં પાદડાંઓને સોનેરી રોશની વટી પીછી લગાડી રંગી નાખ્યા.–Massey.

## સુર્યના તલુ થવાનો મહીમા.

પેલી મેર પુર્વ બાજુએથી દીવસ ઉપર બળવાન રાજ્ય ચલાવનાર (સુર્ય) ખુશી થતો થતો આવે છે. આસ્તે આસ્તે છુટું પડી જતું વાદળ, પ્રકાશીત થતું બલું આસમાન, અને સોનેરી પ્રવાહીથી દીપક મારી રહેલી પહાડની સર્વથી ઉંચી ટોંચ, તેના જલદીથી પધારવાની ખુશ વધામણી આપે છે.

જુઓ હવે સઘળુ ખુલ્લું માલુમ પડી આવે છે. તે સુર્ય, ઝાકળથી ઝળકતી થયલી જમીન અને વાદળાંથી રંગીન બનેલી હવામાંથી આડોતીડો પસાર થઇને, બોહોળા વીસ્તાર ઉપર પુર દમામથી પોતાની નજર ફેંકે છે; અને તે ઝળકાટથી ભરપુર બની રહેલો દીવસ જે લાલચોલ થઇને ખડકો, ટેકડીઓ, તેમજ બુરૂજો અને ધીમે ધીમે વહેતા ઝરાઓ ઉપર અસર કરે છે, તેવા લાંબે વેરથી ખુલંદીથી પ્રકાશતા દીવસની તે (સુર્ય) બક્ષેશ ઉતારે છે. ઓ તું રોશની કે જે સર્વથી પહેલાં દીલાસો આપનારી છે! તું સર્વ બાકી હસ્તીઓમાં સર્વથી પહેલા પેદા થયલી અને સર્વથી શ્રેષ્ટ છે. મીનોઇ નુર! કુદરતના ઝળકાટમંદ ઝભા! જેનાથી સઘળી ચીજોને પરસંગોપાત સીંગારથી સજ કરવામાં આવતે નહી તો તે સઘળાં બીન જરૂરના અંધાકારમાં વીંટળાએલાં રહેતે! અને ઓ સુર્ય! તું કે જે આસપાસની દુનીયાઓના જીવ સમાન છે, તેમાં તારો બનાવનાર સર્વથી સરસ રીતે જોવાય એમ દીપી નીકળે છે!—Thomson

## સુર્યોનુ વર્ણન.

સુર્યોએ એક રોશની રૂપી ઝાડના સુરજ મુખીના આકારના ફુલો છે.–Richter.

## નમતા સુર્યનો સુંદર દેખાવ.

પશચીમ તરફનું આકાશ કે જેની અંદર સુર્ય નારાયણે પોતાનો કીરણો રૂપી બ્રશ ફેંકયો છે; જેથી કરી તે આજે દુનીયાને ચીતારે છે; અને જયારે હું મારા ચીત્રોના પ્રદર્શનમાં જરા જેટલું ડાકયું કરૂ છું, તો પહાડોપર તેમજ ભીન્નાસવાળી જમીનથી ભીંજાયલી સફેત માતી ઉપર તેનુ બનાવેલું 'એનેમલ'નુ કામ હજુ તાજુ જણાય છે. ફુલો જે સેપ–કલરસથી તદન ચીકાર ભરેલાં છે, તેઓને તેમજ બારીક રંગોથી ચીતરાએલાં 'ફરગેટ–મી–નોટર'સ ફુલોને ખુલ્લી હવામાં:સુકવવા મુકેલાં છે. તે આકાશીક ચીતારાએ કીરણો રૂપી પ્રવાહોની મદદથી કરીને તેની પોતાની આંખને ચીતારી છે; અને તેણે એક બારીક કોતરકામ રંગનારની માફક, ખાલી લીસોટા અને ભેલમ ભેલાની જાત્રા કર્યા વગરના રંગોથી વાદળાંઓને ચીતાર્યા છે. અને એવી રીતે તે પૃથવીની કીનારીપર ઉભો રહે છે.—Richter

## સુર્ય અસ્ત પામવાના વખતની મનોહરતા.

જયારે સુરજ અસ્ત પામતી વેલા દુર આવેલા બુરજમાંથી ઘંટ વાગવાનો ઉંડો સાદ સંભળાતો હતો, અથવા તો આખેર થતા દહાડાનું ભજન ધીમે ધીમે બહાર પડતું હતું, અને ગુલાબી રંગ પકડેલી હવામાંથી કોઇબી

જીવન પસાર થતો નહતો, અને તે છ તાં જંગલના પાંદડાઓમાં ભજનનો ગં ગાણુત ચાલી રહયો હતો; ત્યારે એટલી તો દીલપસંદ અને ધીમી રીતે પોતાની સર્વથી બળવાન શકતીના રૂપમાં જે ઘડીની અસર મને પુરેપુરી વખતો વખત માલુમ પડી, તે કલાક, તે વખત તે આ ઓહવા, તે જગ્યા, આસીરવાદ પામેલાં થાઓ ! (એવી મારી દુવા છે).–Byron

## સુરય અસ્ત પામવાના વખતનો મહીમાં.

માથા ઉપરના આકાશમાના મધ્યબીંદુમાં થી તેના નીલમી રંગનો ચંદરવો પંથરાય છે; પણ પશ્ચીમમાં વાદળાંઓના સુંદર ગોટે ગોટા જણાય છે, અને જેમ જેમ પવન તે ઉપર ક્રીયા ચલાવે છે તેમ તેમ તેઓ પહાડો, કીલ્લા સાથની ટેકડીઓ અને ટેકડાઓ, તેમજ છાયાથી ઢંકાયલી ખીણો અને ગુફાઓ, અને બહાર નીકળી આવેલા ખડકોના આકારો ધારણ કરે છે. અને કેટલાંક વાદળાંઓ જેઓ ઘણે લાંબે દુર જણાય છે, તેઓ રૂપેરી રંગની ઘડીઓ થઇને પોતાનો સુર્યની રોશની પામેલો માર્ગ કાપતાં માલુમ પડે છે; તો વળી કેટલાક સોનેરી રંગની ઘડી વાળીને આમતેમ તરતાં ફરે છે. અને વળી કેટલાંક બીજાંઓને તો ગુલાબી રંગની બળતાં રૂપી ધારો હોય છે. (વળી) પરવાળાં રૂપી દરિયામાં ગોઠવાયલાં નાના ટાપુઓ ખુબસુરતીથી ભરપુર જણાય છે. વળી જીયુનો દેવીના માનીતાં પક્ષી (મોર) ના અતીભ્ય ભપકા ભર્યા પીછાંઓમાં જે રંગો ચળકાટ આપે છે, અથવા કાંચળી વાળા અથવા વગર કરચળી વળતા સાંપમાં જે રંગો બીરાજે છે, તેવી રીતના રંગોથી આકાશ મઢી લેવાયું છે.

તે ચળકાટ ભર્યા આકાશ ઉપર આગળ કદીબી રોજે અવલ સુધીના વખતમાં એવા રંગોનો છટકાવ થયોજ નહતો ! પૃથ્વીપરની દરેક સુંદર ચીજોના ભાત ભાતના રંગો, તેમજ વળી આકાશની પોતાની આંખની કીકી (સુર્ય) ના રંગો એ સધળાં આએ રળ યામણી સાંજે પશ્ચીમ દીશાએ જોવામાં આવે છે.

તે લીલા તેમજ મોજાથી ભરપુર દેખાવની દ્રષ્ટીમર્યાદાની પછવાડે, તે છ હજાર (!) વર્ષોનો મુસાફર (સુર્ય) એકવાર ફરીથી બુડી જાય છે.

એ બીઆબાનની ઉંડી અસર કરતી લાગણી આપણામાં પસરી રહે છે, (એટલે રાત પડી અંધારૂ થાય છે);–ઝઝકળાંની શાંતીભરી સત્તા શરૂ થઇ છે. ચળકતી બામદાદથી કરી જગતના જીવો કામે વળગે છે, અને જુલમગાર (!) સુર્ય પોતાના અતી બળવાન કીરણોથી પૃથ્વીને ઝપાટામાં લઇને તેના લાખો બંધ લાખો તવળતા જીવો પર રહેમ દીલ્લી બતાવતો નથી ! પણ મીઠાસ ભરી સાંજ સુષ્ટીને તાજગી બક્ષવા સારૂ પોતાની નરમ પવનની લેહેરીઓ સાથે લાવે છે; અને તે તર્પા તારા મંડળોએ એ ઝરા પી લીધા છે, તેથી કરી તેણી પોતાના દવનો પુર છુટથી છુટકાવ કરે છે, અને વળી તેણી પોતાની સાથે ચુપ કીડી લેતી આવે છે, એવી મતલબથી કે તેણીના માનીતા તળવળતા જીવોને રાહત મળે. ગોલાબી રંગના નીરદયપણે ચળકતા કીરણોની ધારો નાબુદ થાય છે, પણ ટેકડીઓ ઉપર નારંગીઆ રંગની રોશની ભટકતી માલમ પડે છે; જે સધળી ચીજોને સફા કરી નાખીને નીચે આવતા નીલા રંગની સાથે એક સરખી મળી જવાથી નરમ રૂપ ધારણ કરે છે; કારણ કે તેણીના આ માનીતા આસમાની રંગ સીવાય બાકીના સધળા રંગોને ઝઝકળાંની રોશની આકાશમાંથી હડસેલી મુકે છે. હમણાબી પુર્વ દીશાએથી નરમ રીતના કીરણો ફેંકતા ચંદ્ર ઉપરાંત ફીકકા રંગની રોશની પાડતાં સેતારાઓ દેખાવ દે છે, અને આ કુદરતની આવી રીતની અજાયબીઓનો આએ પ્રમાણે કાંઇ છેડોજ આવતો નથી !–Carrington.

## સમુદર ઉપર સુર્ય અસ્ત પામવાનો દેખાવ.

હવે રોશનીનો ચેરાગ સમુદરના ઉંડ

ણુમાં બુડી ગયો છે, અને રાતનો વાદળરૂપી પરડો પછવાડે તાણી ગયો છે.—Pope.

## પહાડોમાંથી માલુમ પડતો સુર્યઅસ્ત પામવાનો દેખાવ.

પહેલાં ત્યાં (પશચીમમાં) ગુલાબી રંગની રોશનીનો પ્રવાહ દાખલ થાય છે, અને ત્યાર પછી એક માણેકના ચમકાટ અથવા નીલમના ઝગઝગાટની માફક એક ઘેરા રંગની ગુલાબી રોશની દેખાવ દે છે, અને ત્યાર પછી પહાડની આતશી ટોચોના ગોળ આકારોના જુદા દ્રષ્ટી મર્યાદા ઉપર તાંકી લેવાય છે. એક મોટી આતશબાજી થવાની હોય એવો દેખાવ થઇ રહે છે, પણ ઓચીંતી રીતે તે રોશની ઝાંખી પડી જાય છે, અને ઝાંખા ફીકકા સફેદ રંગના ઢગલે ઢગલા તમારા માથા ઉપર ચહતા માલ પડે છે. તમે આગળ જે પહાડો જોયા હતા તે તેજ પહાડો છે એમ તમો કદાચ માની શકો. પણ વીજળી જેવી ઝડપે પાછો ચમકારો પડે છે. તેએની ટોંચાની આસપાસ જે ઝળકાટમંદ પ્રવાહ એકવાર ફરીને ગભડતો જણાય છે, તે છેહલુ અને ગંજાવર વીસ્તારનુ બળતું છે. જાણે કે જીંદગી માટે એક લડત ચાલતી હોય, જાણે કે આકાશીક રૂપો સામે અંધારાના દઇતયો લડાઇ કરતા હોય, એવું તમોને માલુમ પડશે. લડાઇ હવે પુરી થઇ છે; અંધારાંની જીત થઇ છે. આબુલંદ પહાડની તુરબતો (ઘેરો) એક પછી એક નાશ પામતી ચાલી છે; અને ઘેર સ્થાનને રંગના ખેંચાણ વગરના ફીકકા ફ્ચ ઢગલા, જે જોવાથી તમોને કમકમાટ ઉપજે અને જેઓ મરણ પામેલા વીશેની તમારી યાદ તાજી કરે છે. તેઓ તમારા માથા ઉપરના આકાશમાં હીલચાલ અને ઘોંઘાટ કર્યા વગર ઉપર ચઢે છે, જયારે સંપુર્ણ અંધારૂ તમારી અને તે દેખાવોની વચ્ચે પુરાઇને તમારી મનની લાગણીઓને શાંત પાડે છે. માથે આવેલી તારાઓ ઝુમખાઓ સાથે મધીમધ શાંત અને સોવામણી રાત્રી પડે છે. સારીરાત દરમ્યાન ઝરાઓના અવાજના મીઠાશ ભર્યા પડઘાઓથી શાંત ટેકડીઓ ગાજી રહે છે.—Dr. Wylie.

## સુર્ય તેની ભલાઇ.

ઘણીખરી વાર સવારનું ખોફ્નાક ફાટતાં ઉતર તરફનો પવન નીકળી આવી પોતાનો જુસ્સો ખાલી કરી નાખે છે, તેમજ ગગડાટ કરતાં કરતાં નજદીક આવતાં તોફાનની આગાહી આપે છે; તે ભયાનક રીતે ફુંકતો પવન જેથી કરી વાદળાંઓ ચઢી આવી એકઠાં થાય છે, તે ઓહોળી દ્રષ્ટી મર્યાદાને બીહીક પેદા કરે એવી રીતની ઉદાશીથી ઢાંકી નાખે છે. તે થાકથી કંટાળેલો સુકાની કે જેના દીલમાં ધાસ્તીએ વાસો કરવાથી તેની પુર હોશીયારીમાં કામ કરતી અક્ષમ કે જે તોફાન થવાની ધાસ્તી રાખે છે, તેને તે દરીઆની સપાટી ઉપર લાંબે સુધી દોડાવે છે, જયારે જુઓ! દીવસનું નુર સુર્ય ઓચીંતાં કીરણ સાથે આકાશમાં ફાટી રહે છે; તે વરાળોને પીગળાવી નાખે છે; આકાશીક મેદાનોને સળગાવી દે છે. અને ઉછળતા મોજાના દરીઆઓના તોફાનોને શાંત કરે છે.—

Lucien Bonaparte's **Charlemagne translated.**

## સુર્યની ઉતપંતી.

ખોદાએ કહયું રોશની થાઓ! નીસ્તીનો પરદો ફાડી હસ્તીમાં દેખાવ દઇને તે સોનેરી કીરણ સજીવન થયું; અને તેજ વખતે કુદરતના ખુશી બતાવતાં ખેતરોમાંથી પસાર થઇ જયાં સુધી તેનું અજીત તેજ ઘેરા બલુ ગુંબજની અંદર શાંતીથી ઠરીઠામ થઇ પ્રકાસ્યું ત્યાં સુધી તે સર્વથી ઝળકાટમંદ નુર વધારે ને વધારે તેજસ્વી બનતું જણાયું.—George Trownsend.

## સુર્ય એ ખોદાની ઢાલનું ફુલ છે.

સુર્ય તરફ જુઓ! તે ખોદાની નીલા રંગના આસમાનરૂપી ઢાલ ઉપરનું ફુલ છે! ઓ, તું કે જે એક ઇશ્વર છે તે શું તે (સુર્ય)ની ઉપર નજર રાખે છે? "હા, ખરેખર હું તે અંદીઠ જગ્યા કે જયાં મેં તેને બનાવ્યો હતો, ત્યાંથી મેં તેને

પ્રગટ રૂપ ધારણ કરાવ્યું, અને તેને અંધારાં ઉપર સાહેબી ભોગવાવીને ઉજા ળાંની ઝળકાટમંદ પદ્વીની જગ્યા આ પી; તેનું તખ્ત સુનાના હોકથી બાંધી ઉંચી કીધેલી જગ્યાએ બનાવી આપ્યું; તેના ઓરડાઓ સોનાના ભારવટીઆઓ ઉપર ઉભા કરી આપ્યા; તેના ચહેરાની આસપાસ એક આતશી પરદો મેં વીટા ળી લીધો અને તેને મારીજ માફક રા જયકારોબાર ચલાવવાને ફરમાવ્યું. જા ણે કે એક માલામાં પક્ષી ઇંડાં ઉપર સે વણ બેઠેલું હોયની તેમ આએ દુન્યાં કે જે હમેશાં જીવોને હસ્તીમાં લાવતી બેઠેલી છે, તેના વખતની શરૂઆત થઇ.

—Bailey.

## સુર્ય દુનયાની ચળકતી આંખ તરીકે.

અહીંઆં આવ, સુર્ય બાપ! તું કે
જે દુન્યાંની ચળકતી આંખ
અને (તેનો) શેહેનશાહ છે.—

Peter Molter

## સુર્ય–તેની રોશનીરૂપી રેલછેલ.

હવે રાતનું જોર કમી થવા માંડે છે, અને નીચી દ્રષ્ટી મર્યાદામાં સવારને રંગીન બનાવતી સુર્યની પહેલ વહેલી દી પકતી રજાળોનો ચમચમકાટ થઇ રહયો છે. હવે બામદાદનું ઝઝકળું નાબુદ થઇ જવા સાથે સાથે સુર્ય નારાયણ તલુ થાય છે; અને હજારો જાતના રંગોથી કરી સોનેરી આસમાનને ચીતારે છે! તેના તપી જતા કીરણની મદદથી કરી તે ભીની વરાળોને પી જાય છે, અને આકાશમાંથી દીવસની ચળકતી રેલાછેલ નો વર્ષાદ વરસાવે છે.-Lucien Bonaparte's Charlemagne translated.

## સુર્ય–તેની રોશની અને ગરમી.

સુર્ય તલુ થયો અને સ્રષ્ટીની રોશ ની અને ગરમી અને ખુશાલી (સાથની ભેટો) સહીત મુલાકાત કીધી; જયારે સહવારના સેતારાઓએ તેની શરૂઆત ક રતી બામદાદનું કીર્તન ગાયું અને તે ની હાજરી આગળથી રાત્રીએ મોહ ફેર વી પાછાં પગલાં લીધાં, ત્યારે તે જેટ લો જુવાન અને બળવાન જણાતો હ તો, તેવીજ હાલતે તે હાલ આકાશના ગુંબજ ઉપર ચઢવાને શકતીવાન માલમ પડયો. જયારે એક વર-કન્યાના ચહેરા ઉપર વરરાજા નજર કરે અને જે રીત નો લાલાશ જણાય તેવી રીતનો લાલા શ તે વીસ્તર્ણ આકાશે તે સુર્યની વર કન્યા તરીકે મેળવ્યો; અને તે લાલાશ ને તે સુર્યની આંખ હેઠળની હસ્તી ધ રતી ઉપર પથરાવી નાખ્યો.–Pollock.

## સુર્ય રોશનીના ખાવીંદ તરીકે

હવાની રોણક અને રોશનીના ખા વીંદ, ઓ સુર્ય! તું મોટા મોજેજાઓ કરનારો છે, તું સઘળા આકાશોનો ની હાલનાર છે. તેમજ અગરેબ અને મગરેબ જેના ઘરના દરવાજા સમાન છે. રોશની કે જેની તરફ ખોદાએ પોતાનો પહેલ વહેલો પ્યાર કીધો, તે રોશનીને પોતા ની અંદર વીંટાળી લઇને તે ઉપરથી જે (સુર્ય)ને ઉત્પન્ન કર્યો; પણ તેને તો સ્રષ્ટી રચના ન થયલી એવાં અંધારારૂપી જ માનાની છાયાંમાં ઉછેરવામાં આવ્યો હતો; જેની આગલ વખતના સર્વ ક લાકો હાજરી આપે છે; જેની દુન્યાની આસપાસની મુસાફરીથી કરી, એક હ મેશની જીત તે મેળવે છે! જેને માટેજ આખી પૃથ્વી અર્પણ થયલી છે. હા ખરેખર, ઓ સુર્ય, તું કે જે મોહતને મારી હઠાવનાર, જીંદગી ઉત્પન્ન કરના ર! દુન્યાનો રખેવાલ, અને આકાશને નીયમીત કાયદે ચલાવનાર છે, જેની સો નેરી સારંગીનું ગાયણ તે રોશની છે; તે તારે માટેની છે. ઇશ્વર એક ખોહોળે દમામદાર બગીચો છે, જે મીનોઇ રોશનીના પાણીથી છીપાય છે; જયાં મીનોઇ દરાખના વેલા તેમજ મીનોઇ સંપુર્ણતાએ પુગેલા તેજસ્વી ટોળાંઓ, ઓ રાત્રીને હણનાર! અસંખ્યાબંધ દીવસો, તેમજ તારી અમર્ગ જીંદગીના વરસોની માફક, એકસરખી રીતે ઉધરે છે. તારૂ રઠ મુળ તત્વોને ખેંચી જાય છે; અને સઘળાં સ્વરૂપો અને કુદરતી મોજેજાઓ તારી હમેશ મલતી રહેતી

રોશનીમાંથી ઉત્પન્ન થાય છે. તું તેજ
સ્વી સ્વરૂપવાળો ભેદભર્મ છે; તું અકક
લ ગુમ કરી નાખનાર છે; તું મનને
લલચાવનાર, અને જુસ્સાને દબાવી ના
ખનાર છે; તેમજ તું રોશનીમાંથી જ
ન્મ પામેલો છે; રોશની ઉત્પ ન કરનાર
છે; તારી સઘળી જીંદગીજ રોશનીના
તત્વોની બનેલી છે. તારી સુભાષીત આ
તશી રોશનીઓ ! અરે, તેઓના સેતા
રા સમાન મુખો છે, જેઓ મીનોઇ છુ
પા ભેદોમાં તારી સાથે સાથે હકુમત
ચલાવે છે, અને અતીશય અંધારાં વાળી
જગ્યાએ રોશનીનો વરસાદ વરસાવે છે.
રૂતુઓ તો તારી સુવાર્તાઓ સમાન છે;
અને રાશી ચક્રમંડળ ગોળ કુંડાળાંના
અનુક્રમે તેમજ એક સેતારા રૂપ આકા
રમાં રાજાઓ, રાસીઓ (તે હરકયુલીસ
ના બાર શ્રમો અથવા હફ્તેખાનો), જ
હવેરાતો, મોજેજાઓ, પહેલવાનો. અને
અમીરઉમરાવોની મારફતે આખી સૃષ્ટી
તું તારા પ્યારની ઇધાણી તરીકે જોડાણ
કરે છે; તું પોતે તો એક અનહદ કાય
દો, ઇશ્વરનું ચીન્હ અને સૃષ્ટી રચનાની
મોહોર છાપ જેવો છે. જમાનાઓ તારે
થી ઉત્પન્ન થયલાની ઓલાદના છે;
અને ઓ, ગ્રહમંડળોના બાપ ! વ
રસોરૂપી વખતો જેઓ હમેશાં બદલાયા
કરતી સાંકળની કળીઓ સમાન છે, તે
નાથી હમોને તું બાંધી લેઇ હદમાં મુકે
છે. તું કેજે સોનેરી 'સીલ' રાખનાર
છે, તેને નીલા રંગનો સાંપ (આશમાની
ગેરદેશનું ફરતું ચક્ર) તથા કાંઇપણ ઘોં
ઘાટ વગર આસ્તે આસ્તે ફસરીયાં મા
રતો વખત જે પોતાના દુન્યારૂપી ઇડાં
ઓ તારી રોશનીના દરીઆવમાં મુકે
છે, તેઓ અર્પણ થયલાં છે, અને
તેઓને તું તારી જીંદગીથી કરીને ગેબી
અકકલ આપે છે. તું દુન્યાને અજાયબીમાં
ગરકાવ કરનાર ઇશ્વરી 'સકુન' (Oracle)
છે. જેની માત્ર રોશનીજ સૌથી તીક્ષણ
માં તીક્ષણ જોનારની આંખને આંધળી
કરી નાખે છે. ઓ મોહોતને ચમકાવના
ર ! જેનું જીંદગીરૂપી કીરણ ગોળ ફર
તી સૃષ્ટીમાંથી પુ પાછું ખેંચી લે છે; સૃ
ષ્ટીની જીંદગીના જોડયા મુખો આશીર
વાદો જે આત્મા અને શરીરના ચીન્હો
જેવાં છે, તેઓ ફાયદો કરનારી મુળ વસ્તુ
અને ખુશાલી માટે તુંને અર્પણ કરવા
માં આવે છે, એવી મતલબથી કે તે
ખોદા કે જેનું તું ચીન્હ છે, તેનામાં
એ બંને ચીજો છે, એવું સઘળા
જાણે છે !

સૃષ્ટીમાં માલમ પડતાં સઘળાં ચી
ન્હો, તેમજ સઘળી રૂતુઓ, તારી નોંધ
પોથીઓ સમાન છે; અને તારો સર્વથી
બુલંદ મીનોઇ દરજજો એ સાહસીક કા
મોનો ખ્યાલ આપનારાં છે.–Baily.

## સુર્ય રોશની ઉપર શાહેનશાહ જેવી હકુમત ધરાવનાર તરીકે

ઓ રાત્રીની વ્યવસ્થા કરનાર શોભા
યમાન મંત્રી (ચંદ્ર) ! તારા રૂપેરી કીર
ણો ઝડપથી ખેંચી લે ? કારણકે પેલી
મેર પુર્વ તરફ આવેલા પાણીના ઝરાને
બામદાદના ઝઝકળાંએ કીરમજી રોશની
થી કરી ઝગઝગતો કરી મેળવ્યો છે, તે
તું જો !

ઓ પરોઢયાના પુત્ર ! આકાશીક (મી
નોઇ) આતશ ! સર્વથી નીરમળ કીરણ
વાળાં બેહેશતને લગતાં કીમતી ગોહર !
અરે, રાત્રીના પાછળ પડી ગયલા ભાગ
ને ચાલી જવાને હોકમ ફરમાવ ! અને
સોનેરી રંગથી સજ થયલા દીવસની
(હમો સાથે) ભેટ કરાવ ! તે શરૂઆતના
કલાકો બીલકુલ અવાજ નહી કરે એવા
પરો અથવા પાંખો ઉપર સ્વાર થઇ
અને સેહલાઇથી રસ્તો કરી આપતી
વાતાવર્ણમાંથી ઝડપથી પસાર થઇ જા
ય છે, અને બરીબામદાદના મંડપ તરફ
તેણીને જાંબુરા રંગના દબદબાવાળા પો
શાકમાં સજ કરવા સારૂ પોતાના પગ
લાં આગળ કરે છે. જુઓ તાઇથીનના
બીછાણામાંથી જે જગ્યાએ તેણી ઉભી
થાય છે, તે જગ્યાએ તેણીના ઉઘડતાં
આંખના પોપચાંઓમાંથી ખુશીનો પસ
રાવો થઇ રહે છે; તેણીના ગાલો ખુશ
ગોલાબી રંગના હસવાથી કરી હદથી
જ્યાદા ભરાઇ જાય છે; તેણીના ઝુલ
ફાંઓ સહેજ ગરમ ઝાંકળોથી ટીપકાઇ
જાય છે.

જુઓ આનંદી સવાર પોતાના દર
વાજાઓ ખુલ્લા કરે છે, અને કુદરત

તે દેખાવને વધાવી લે છે; અને હવે આંખથી જોવાઇ ન શકે એવો ઝગઝગાટવાળો રોશની ઉપર શહેનશાહ જેવી હકુમત ચલાવનાર ખોદાવીંદ (સુર્ય) ની સવારી આવી લાગે છે.–Thomas Pearson

## સહવારનો સુર્ય.

સુંદર અને ચળકતી બામદાદ બાઇએ પુર્વ તરફથી પોતાનો મુખડો બતાવવો શરૂ કીધો, અને તેણીનું રૂપેરી રંગનું ઝાંકળ ભાજીપાલા અને ફુલો ઉપર નાખ્યું.–Lidgate

## સુર્ય નરમ તોપણ ગંભીરતા વાળો.

સુર્ય જોકે નરમ દીસે તોપણ પુરતી ગંભીરતાથી સફેદ વાદળાંઓની રૂપેરી સંફમાંથી સમુદ્રની ચળકતી સપાટી ઉપર પોતાના કીરણો ફેંકે છે, અને જોકે તેણે દુન્યાં ઉપર નામદારી મેળવેલી છે, તોપણ તે પોતાની આસપાસ જાહોજલાલીભરેલું બેહેશતને લગતું સુખ પાંહરીને રાજ્ય કરે છે. તેના કીરણો એટલાં તો હદ વીનાનો પરોપકાર બોહોળા વીસ્તાર ઉપર ફેલાવે છે, કે તેને ખીસ્તી નહી એવા લોકો એક ખોદા તરીકે માન આપે છે, એમાં નવાઇ જેવું કશું નથી. *—W. Churchey

## સુર્ય તેનું પાડવામાં આવેલું નામ

'ગાવર' સુર્યને પૃથ્વીની આંખ તરીકે બોલાવે છે; પી. મેસીનજર તેને આકાશની આંખ કહે છે; વળી જોન કર્ક તેને દીવસની સોનેરી આંખનું નામ આપે છે; ફ્રાન્સીસ કવોરલસ તેને આકાશની નુરાની આંખ કરી બોલાવે છે; રોબર્ટ ગ્રીન તેને દહાડાની આંખ કહે છે; વીલીઅમ હેમીલટન તેને સૃષ્ટીની પ્રકાશીત રોશની પાડનારી આંખ કરી નામ આપે છે."

## સુર્ય તેનો કુદરત તરફથી થતો આદર સતકાર.

તે સારંગ વગાડનાર લાર્ક પક્ષી પોતાનો સર્વથી મધુરમાં મધુર શુર ખેંચે છે; એવી મતલબથી કે બરીબામદાદના ચેહેરા પર ચઢતી પહેલી લાલીનો આદર સત્કાર થાય.–Poole's Parnassus

## સુર્ય દાહાડાનો અધીકારી

દીવસનો નામાંકીત અધીકારી તરીકે જેનું ભજન પુર્વમાં પહેલું થાય છે, તે પોતાના કીરણોનો પ્રકાશ બતાવવો શરૂ કરે છે; ત્યારપછી ફુલની કળીઓ તેઓના (chary) પાંદડાંઓ ખુલ્લાં કરે છે; ઝાંકળથી તડબોર થઇ ગયલો દરેક ગલગોટો પોતે બેમાલુમ રીતે પોતાની મેળ ઝોકા ખાઇને પંથરાઇ જાય છે; દરેક વાયોલેત ફુલ પોતાનું વજનદાર માથું ઉંચે ઉંચકી ધરે છે.—Poole

## સુર્ય તેનો બાદશાહી દોર

સુર્ય ઉગે છે, અને આકાશની વધારે નાની નાની આંખોના પોપચાંઓને બંધ કરી નાખે છે.—Poole's Parnassus.

## સુર્ય તેની જીવણ શકતી

રૂપેરી ઝાપટાંઓથી સુંદર બામદાદે સુગંધીદાર ગોલાબોને ભીજવવાનું શરૂ કીધું હતું; અને લીલી (કમળફુલો), કાઉસ્લીપ્સ અને મીઠાં મારગરેત જેવાં ખીલતાં રૂપેરી રંગના સઘળાં ફુલોને ઝાંકળથી ભરી નાખ્યાં; અને ભયાનક રાત્રીએ તેના પાંદડાંઓને ચીમટાવી નાખ્યાં હતાં; પણ તેણે (સુર્ય) તો તેઓના પાંદડાંઓને તાજગી આપી તથા આબદાર બનાવી ફેલાતાં કીધાં.—Lidgate

## સુર્ય તેનું તલું થવું.

જયારે સુર્ય નારાયણે પોતાના ચળકાટમંદ કીરણો બતાવવાનું શરૂ કીધું, ત્યારે બામદાદ બાઇએ પોતાના દવથી કરીને ભાજીપાલા અને ફુલફળાદીને સૌથી વધુ ખુશ મીજાજથી કરી ભીજવી તડબોર કીધાં; અને દરેક ઝાડી કે જે સુ

---

* આ કહેવું પારસીઓને લાગુ પડી શકશે નહી. તેને અહુરમજદ આંખ, કે શરીરની ઉપમાં અપાયલી હશે પણ અહુરમજદ અથવા ખોદા તરીકે કોઇ જ એમને આરાધેલો નથી - તરજુમો કરનાર

ર્યના તડકાં સામે ઝળકાટ કરી રહી હતી, તે ઝાડી ઉપર તેણીના સુંદર મોતી જેવાં રૂપેરી ઝાંકળના ટીપાંઓને લટકાવ્યાં; અને સવારમાં જ્યારે કીરમજી રંગના વાદળાં જણાય છે, ત્યારે દરેક ખીણ, ટેકડી અને ખુશનુમાં લીલાં ખેતરો ઉપર તે દવના ટીપાંઓએ ઘણા નીરમળ અને પારદર્શક રૂપે દેખાવ દીધો; અને જ્યાં સુધી સુર્યના ઝળકાટ આપતાં કીરણોનો તાપ પોતાના આતશી પ્રવાહોથી કરી તેઓનું ભીન્નાશ સુકવી નાખે છે, ત્યાં સુધી તેઓનો દેખાવ ખુલ્લા તડકામાં સર્વથી સુંદર રીતનો થઇ પડે છે.—Lidgate

જુઓ ! શા માટે તારા પુર્વ બાજુના કીરણો તલુ થાય છે, અને રાતના અંધારાને વીખેરી નાખે છે; (અને) તારો વધારે નરમ ઝગઝગાટ આકાશોમાં થી પંથરાઇ જઇને સઘળાં દવથી તરબોર થઇ ગયલાં મેદાનો અને બોહોળા સમુદ્રની ચળકતી સપાટી ઉપર પુર્વ તરફથી તારી સવારની રોશનીમાં (શા માટે) ફુટી નીકળે છે? પણ જ્યારે તારી ભભુકદાર તેજસ્વી રોશની કમી થાય છે અને તારા પોહોલાં પટાદાર કીરણોના જથ્થો ગરમી આપનાર તેજ સાથે પ્રકાશે છે, ત્યારે તારૂ કીરમજી કીરણ ઓછું પ્રકાશીત પણ તેટલા સારૂ કાંઇ ઓછું જાહોજલાલીભર્યું હોતું નથી, તે પશ્ચીમ તરફના સમુદ્રમાં બુડી જાય છે, તે પહેલાં પેલી મેરના સફેદ ગોટાવાળા વાદળાંની કોરોને સોનેરી ચટાપટાદાર ઝાલરોથી સંગારે છે, અને જાણેકે જે કોરો આપણને જોઇતી હતી તે પશ્ચીમ દીશાના માર્ગ નીચે પ્રકાશ આપતી હોય એવો દેખાવ થઇ રહે છે.—

W. Churchey.

## રોશનીને આવકાર.

પરોઢયામાં ઉઠેલું લાર્ક અંધારી ધરતી છોડી ઉંચે હવામા ચડે છે, અને રોશનીનો આદર સત્કાર કરવા સારૂ તેણીનાં ભજણો ગાય છે.–Poole

જુઓ, બામદાદ બાઇ પોતાના કીરમજી રંગથી ગાલની લાલી ચઢાવે છે, અને પેલીમેરની પોતાનો દરજ્જો ઉંચો થયલો જોવાનો હાંફરો રાખતી ટેકડીના મથાળા ઉપર ચકચકીત કીરણોથી શોનેરી ઢોળ ચઢાવે છે! મોતી જેવાં દવના ટીપાં ગુલાબની કળીના ગાલ ઉપર લટકે છે, અને તે તુરતા તુરત બાફ રૂપે ઉડી જશેજ એવું તે કળી જાણે છે. કારણ કે દલગીરી પોતેજ જીવના કચકચાવાથી આંસુ રૂપે બહાર પડે છે.–Lewis Sharp

## સુર્ય–તેની સર્વોપરી સતા.

તું કે જે હદથી જ્યાદા કીર્તીવંત દરજ્જો પામેલો છે, અને તારૂ એકલું રાજ્ય જે રોશની છે, તેની મારફતે આ દુનીયાનો તું ખોદા જેવો જણાય છે ! જે રોશનીના દેખાવથી કરી સઘળા સેતારાઓ, તેઓના ગલી જઇ નાના થઇ ગયલાં માથાંઓ છુપાવી દે છે !—Milton

## સુર્ય–દહાડાનુ મુળ.

દહાડાના રાક્ષી મુળ ! તું તારા પેદા કરનારનું અહીંઆ ખાકી દુનીયામાં માલુમ પડતું સર્વ આબેહુબ સ્વરૂપ છે ! તું હમેશાં એક દુનીયાથી બીજી દુનીયા સુધી આસપાસ બોહોળા વીસ્તારમાં પ્રાણ સંજીવન પ્રવાહ રેડે છે; તેમજ કુદરતની ઉપર તેની ખુબી બાબેનુ વર્ણન લખવા તું દરેક રોશનીનુ કીરણ કામે લગાડે છે. આસપાસ ફેલાયલી દુનીયાઓના આત્માં ! જાણે કે એક સાંકળવતી કદીબી છુટી શકેજ નહી એવી રીતે બાંધેલું તારૂ સુર્ય મંડળ આખુ ને આખુ ચકરાવો લે છે; જે કામ તારી છુપી બળવાન આકૃર્ષિક શકતીને આભારી છે. તેમ ઘે સર્વથી દુર આવેલો હરશચલ ગ્રહ કે જે પોતાનો ચકરાવો સુર્યની આસપાસ પુરો કરવાને ૮૦ વરસ લે છે; તેમજ મરકયુરી (બુધ સેતારો) કે જે ઝળકાટમંદ સુર્ય આગળની રોશનીમાં ગુમ થઇ જવાથી કરી તેની સપાટી વીષે ફીલસુફોની આંખો વટીક મુદલ ધ્યાન લાવી શકતી નથી, તે ગ્રહો આવેલા છે.–Thomson.

## સુર્ય–જુવાનીનું ચીનહ.

ઓ! ખાકી ગોળા! તું ઓચંબો પમાડવા સાથ તલુ થાય છે; અને તું ભરજ

વાનીનું એક ચીન્હ, તથા નીશાણ છે; ફેરફાર વધઘટ, વૃદ્ધ અને નાકઉવતી જેઓ બીજી સઘળી મુળવસ્તુઓ ઉપર અસર ઉપજાવે છે, પણ તારી ઉપર તેની કશીબી નુકશાણ કારક અસર પુગી વળતી નથી. અરે મીનોઇમાંથી અવતરેલાં બાળક! તું જયારે તારો સર્વથી કરડો ચેહરો બતાવે છે, ત્યારે તેમાં તારી મીનો માતાના ગુણોનો ઓળો પ્રકાશતો જણાય છે! જયારે સૃષ્ટી રચના આગમજ આકાર જેવુ કશું હતું નહી, તે વખતે તે મીનો માતાએ તે ખાલી જગ્યામાના તોફાની જદડા ઉપર જોયું અને (તેણીને) હસું આવ્યું-ત્યાર પછી તુંને જન્મ આપી ચાલુ કરવામાં આવ્યો; અને તું પગદી વગરના વેરાનમાંથી તારો રસ્તો કાપે છો!-Wiffen.

## સુર્યનું કીરણ.

ઓ તું કીરણ! શહેનશાહ સુર્યનાં મહેલમાં રઝળયા કરનાર નથી! તું ખુશાલી આપનાર છે, તું સર્વને કીમતી થઇ પડે છે! તું જમીન યા દર્યાવ બંનેમાં વસનારાઓને આશા આપનાર છે. સુર્યના કીરણ! દુનીયાની પાસે તારા જેવો બીજો બેમુલ ખજાનો કયો છે?

તું પાણીના મોજાઓ ઉપર ચાલે છે, અને મહાસાગર હસતો દીસે છે-તેની અંદર આવેલા અસંખ્ય ટાપુઓ ઉપર તેં તારી ઝળકાટ મંદ હાજરી આપી છે. તેં વાહાણો તેમજ પડ ઉપર પડવાળા ફીણ ઉપર પ્રકાશ પાડયો છે, અને દુર ગયલા ખલાસીને ઘરમાંથી સંદેશા મળયા હોય એવી રીતે તેના દીલને તું રીજવે છે! જંગલના છાયાવાળા બીઆબાંન ઉંડાણોમાં તેઓના લીલોતરીથી બની રહેલાં મેહરાબેની આરપાર તું તારી રોશનીની ધારોનો મારો પુર છુટથી ફેંકે છે. અને જે હવાના જોરથી અવાજ કરતાં પાંદડાંઓએ તારો ઉજાશ મેળવયો છે, તેઓ આગીઆ કીડાઓની માફક નીચે આવેલા ખાબોચીઆમાં રોશનીનો ચમકાટ પાડે છે.

હું પહાડો ઉપર જોઉંછું તો, ત્યાં વરાળ એકઠી થયલી જણાઇ; જે વરાળ તેની કાળી હારથી કરી તેઓ (પહાડો) ની ઉંચાઇઓને ઢાંકી નાખતી હતી. તું તેની હારોને ટુકડે ટુકડા કરી નાખે છે: અને તે વરાળ તેજદાર બળતાનું એક તાજ અને એકઝભાનુ સ્વરૂપ બની રહી!

મેં ખેડુતના ગરીબ ઝુપડાં તરફ નજર કીધી, તો તે જગ્યાએ કાંઇ ઉદાશી જેવું વીંટળાએલું નજરે પડયું;-પણ જેવુ તારૂ એક કીરણ તેની જાળીવારી બારીપર પડયું, કે તે ઝુપડુ તેજસ્વી જાદુઇની અસરથી કરી ખુબસુરતથી બીરાજી રહયું!

અને તું તારી નજર કમીના! મા કમીની ઘોર કે જયાં એક ફુલ પવનના સપાટાઓથી હીલતું હોય તે ઉપરથી બી ફેરવતું નથી; તું નીદ્રાવશની આસાએસથી આવતા સ્વપ્નાઓની માફક તેની ઉદાશીને વીખેરી નાખે છે; તું તેની ઘાસવાળી છાતી ઉપર પ્યારથી ઉંઘે છે.-Hemans.

સાંજ વર્તમાન સોમવાર તા૦ ૩૧-૩-૧૩

## સુર્યનું કીરણ-તેનું કામ.

જુવાન વયમાજ, આગમચથી જુદાપો આવવા બાબે ખ્યાલ કરીને એક છોકર વંદી ગવઇયો વીચારોના મારાથી નબળો પડી ગયલો, પોતાના બદલા માટે રાત્રી અને સેતારાઓના દીલ જીતી લેવાની ખાહેશ રાખતો બેઠેલો હતો. ગવૈયાઓ તેઓના મધુર ગાયણની અંદર જે નીલમના મુગટો અને સદા રહેતા જોબન બાબે જણાવે છે, તેમાંથી સુર્યનું કીરણ છુટુ પડીને તે ગવૈયાપર રોશની નાખી જોવા લાગ્યું; તે વખતે તેને ન માલુમ પડે એવી રીતનો ઝાંખો દમ ખેંચવા લાગ્યું. "પૃથ્વીથી સુર્ય સુધી સઘળું આબ (નુર) મને શા માટે આપવામાં આવ્યું છે? શું હું બહેસત માટે લાયક નથી? હું એક વખત ઇશ્વરમાંથી બહાર પડયું હતું, અને જોકે દુન્યાઓ, જમાનાઓ, તેમજ રસતાએજો દેખાવ દઇ પસાર થઇ ગયા છે, તોપણ મારૂ રોશની તરીકેનું સ્વરૂપ છેહલે સુધી જેવું ને તેવું જ ટકી રહયું છે! જે કાંઇબી ચીજને ઇશ્વરે પોતાની મરજી મુજબની

વલાણુ એક વખત આપી છે, તે દરેક ચીજ પવીત્ર છે; તેથી દુન્યા તરફ હ જુરંબી પ્યાર બતાવવાનો છે. આ જડપી ચાલે ચાલતી, આ ચળકાટ આપતી, પણ નીચાણુનો રસ્તો પકડતી, તેમજ નહીં ખંમી શકાય એવી રીતે દઝાડતી–તેમજ જરા જેટલો વખતબી જોઇ ન શકાય એવી રીતની હસ્તીવાળી ચીજ તે શું છે? મારૂં છેવટ શું છે? ધુળમાં રોળી, પાણીમાં બુડી અથવા એક બેવકુફમાં બેવકુફ માણુસની અકકલથી મારી કીમત ભુંજાવી મરણ પામવાને હું રાજી થાવું નહી! મારૂ લોહી રેડાવીને મારી જીંદગી ખતમ કરીશ નહી! અથવા આતશથી બળી ભસમ થઇને મારો છેડો લાવીશ નહી! તેમજ ખરા પ્યાર વગરની તેઓની નીચ ઇચ્છા તરફ જવા સારૂ રોશની આપી માર્ગ દેખાડીશ નહીં! એમ કદીબી બનશે નહીં. મને કવેશરનો લખવા શરૂ કીધેલા કાગજ કે જયાં આગળ તે પોતાની રૂપાળીના ભવા ઉપરથી સઘળા જમાનાને ચુંબન કરે છે, તે કાગજ ઉપર મારી જીંદગી ખતમ કરવા દો! તેની જોડણી તેની ઉમરને અનુસરીને તે સારી રીતે કરતો જણાય છે. જયારે એક સહવારે તે હદ તુટી ત્યાથી જીંદગી સુધી જોકે તે મને જોતી આંખે આંધળા આગળ દોરવી લઇ જઇ ત્યાં છોડી જાય, તોપણ એટલું છતાંબી આએ જે માર્ગે હું ચાલુ છું તે માર્ગ હું છોડી શકતું નથી. તે મને સોંપવામાં આવેલો ઉપદેશ છે; તે માટેજ હું અહીંઆ આવયું છું, અને તે માટેજ હું જીવીશ અને મરણ પામીશ, અને મારી આખેરીની સજા સારૂ હેઠળ જઇશ! સચાઇથી તેમજ ચળકાટ સાથે જડપથી રસ્તો લેવાનુ એ મારા તકદીરમાં છે. ખોદા પોતે પોતાનો ખોદા છે. તકદીર અને ફેજ એકજ છે. ઇશ્વરમાંથી બહાર પડતી જીંદગી માફક સુર્યમાંથી સીધી રીતે બહાર પડી હું મારો માર્ગ લેઉં છું. જે જીંદગી એક વખત કોઇ આકાશીક ગોળા સાથે તો બીજી વખત એકાદ માતીના ઢેફાંને આવી અથડે છે પણ તેમ છતાંબી તો સૃષ્ટીની વાતાવરણુ હમારા માર્ગમાં આડા અંતર જેવી છે, અને દીવસના ગાલ ઉપરના ગોલાબોને ઢાંકી નાખે છે; જાણે કે કોઇ જુદો દોસ્ત હમારી પડતીના વખતમાં હમારો હાથ વીશ્વાસ સાથે ધરતો હોય તેમ જણાય છે. પણ જે ખરેખર તો હમારી હારને વધારે જડપી બનાવે છે, અને હમોને ખાકના હવાલામાં સોંપી દે છે. ફળદરૂપ લીલી ધરતી ઉપરના સુર્યના કીરણો કયાં ગયાં છે? તે માટે ધુળ અને અંધારામાં તેની તપાસ ચલાવો! હમારૂં મોહત આવવાથી હમારો જન્મ પાછો મોકળો થાય છે!" તે બોલ્યું અને ધરતી તરફ જોયું, અને બીજી વધુ પળ ગઇ નહી એટલામાં તો એક દરાખથી ઢકાયલાં ઝુપડાંના દરવાજા ઉપર પ્રકાસ્યું!—Baily.

## સુર્યનુ તલુ થવુ–તેનો મહીમા.

મારી ચશમોએ કીર્તીમંદ કુદરતના બોહોળા વીસ્તાર ઉપર આસપાસ નજર ફેંકી–અને મારી આનંદમય પામેલી દ્રષ્ટીએ બામદાદના કીરણોની જાગરૂત થયલી નજરની અંદર મોજ મારીને પહાડો અને ઝરાઓ અને જંગલોને ઉંઘના રાજયમાંથી આસ્તે આસ્તે ખુલ્લા યતા પરદા ઉપર પાડેલા બેહેસ્તના દેખાવો જેવા જોયા. ત્યાં સુર્યનારાયણે પોતાનો સોનેરી રથ પુર દમામથી હંકાર્યો અને ત્યાં ઘુરકવાના જેવો અવાજ કરતો મહાસાગર જોર ભેર ગર્જના કરતો હતો. જે વખતે નીચાણમાં જોરભેર જતાં જતાં તેઓના એકસરખા તેઓ અવાજ બહાર કાઢતા હતા–તે વખતે દરેક જગયાએ પયારનો પીરેસ્તો ચાર ગંભીરતાથી વીચારમાં રોકાયલો હતો, અને તે વખતે કવચીતજ જોવામાં આવે એવી ખુબસુરતી તેમજ તાજી લીલોતરી હસ્તાં જણાતાં હતાં! ત્યાં ધુમસથી ઢંકાયલા પાહાડોની આસપાસ હવા લટકેલી હતી; જયારે એક ગંભીર અને શાંત અસર ખીણો તેમજ ટેકડીઓ ઉપરથી મધમધાટ બહાર કહાડતી જણાતી હતી. લીલોતરી તેમજ કળીવાળાં ફુલો ઉપર અસંખ્યાબંધ દવના ટીપાંઓ હીરાના હારોની માફક લટકેલા હતાં–અને નરમ છોળો સહવારની પહેલી સલામથી

ઝુજતી હતી; અને ઝણઝણાટભર્યો અવાજ કાઢી અને ખુશાલીના ઉભરાઓનો ખડખડાટ કરતી હતી. જે ધુમસથી જમીનની સપાટી ભરાઇ ગઇ હતી. તે ધુમસ આસ્તે આસ્તે અને ચુપચુપ રીતે રોશનીની અંદર પીગળી જવા લાગ્યુ!—સઘળી જગ્યાએ એકી વખતે હાજરી આપતી આકાશીક આંખ (સુર્ય) તેથીજ પ્રકાશીત થઇ અને જાણે કે એક બચ્ચું તેની આસુદગીભરી ઉંઘમાંથી ઉઠ્યા પછી જેવું સુંદર દેખાવવાળું લાગે છે, તેવો તે દહાડો મને સુંદર જણાતો માલમ પડે છે.—તે કે જેના પહેલા હુકમથી કરી બરી બામદાદ ઝઝકળાનાં પરદામાંથી ફાટી નીકળે છે, તેની દરેક કીરણમાં જોકે ઘેરી અને ઝાંખી તોપણ દેખાય એવી હાજરી મેં જોઇ. જયાં સુધી આકાશની આસપાસ એક આસમાની ઝભો વીટળાઇ ગયો અને તે આતશી તખ્ત કે જે ઉપર કદાચને કોઇ અમશાસપંદ બીરાજે છે અને આપણી ખાકી દુનીયાની દહેશત ઉપજાવે એવી બારીકમાં બારીક નોંધ રાખે છે, તે તખ્ત તરફ કોઇબી જોઇ શકવાને હીમત કરતું નથી, ત્યાં સુધી આપણી પૃથવીની ઉંચેને ઉંચે તે મધ્યમાં રહેતો રાક્ષી ગોળો ચઢતો ગયો: કારણ કે તે રાક્ષા આંખ જે આપણને જુએ છે, તે કદીબી ઉંઘાતી નથી! જયાં જયાંબી કાંઇ હસ્યાતી જેવું છે, ત્યાં ત્યાં દરેક ઠેકાણે તેનો કારોબાર ચલાવનારા ફરેસ્તાઓ છે. આપણી નીચે અને ઉપર, આપણી આસપાસ અને આપણી અંદર ત્યાં દરેક ઠેકાણે તેણે પોતાના મુનીમો (ઇજદો) રાખેલા છે!—Byron.

## માઉંટ એતના ઉપરનો સુર્યોદયનો દેખાવ.

જેવી રીતે આસ્તે આસ્તે રાતને પરદો ઉંચકાઇ જઇને માંઉટ એતના જેવી ઉંચી જગયાએથી, ઓહોળા વીસ્તારપર જમીનનો દેખાવ નજરે પડે છે, તે બાબેનો ખ્યાલ કોઇબી મનમાં લાવવાનો ઢોંગ કરી શકેજ નહી–તે બાબેનો ખ્યાલ કરવાને કોઇબી જાતનો આગળો અનુભવ આપણને તઇયાર રાખી શકતો નથી. કેપટન સ્મીથ નામનો મોટો સરવેયર સારી સતાથી એવું જણાવે છે, કે તે જગ્યાએથી નજરનો વ્યાસ ૧૫૦ માઇલ જેટલે તફાંવતે પુગીવળે છે; અથવા તો બીજા શબ્દોમાં બોલીએતો એકી નજરે જોતાં ૩૦૦ માઇલ જેટલી વીસ્તારવાળી જમીન નજરે પડે છે. તે રાક્ષી જાતના દેખાવના ચોકકસ ભાગો ઉપર બીજા ભાગો કરતાં અતી વધારે આગમજથી બાજો દહાડો ઉગે છે, એ બાબેનો ખ્યાલ ઘણો સેહલાઇથી આવશે. ખરેખર સર્વથી ઉંચાને સઘળાની અગાડી પુર્વ બાજુએ આવેલા ભાગો ઉપર સરવથી પહેલું અજવાળું પડે છે. પણ તે બાજુએ સઘળી ચીજોની છાયાવાળી બાજુઓ જોનાર તરફ ફરેલી હોવાથી કરી તે દેખાવોમાં ઘણા અજાયબ જેવા ફેરફારો થતા જણાયે છે, અને તેથી કરી જે ઉંચી જગયાઓ પચ્ચીમ તરફ આવેલી હોય, તેમાં આપણે કદીબી આશા ન રાખેલી એવી રીતની ખુહલો વીગતો આગસચથી દેખાવાની પહેલ થતી જણાય છે. જેમ જેમ ખેતરો અને શહેરો તે મજ જમીનની અંદર ધસી આવેલા કીનારાના ભાગો અને પાંદડાંના રંગો પોતાની મેળે દેખાવ દેવા માંડે છે, તેમ તેમ સુર્ય નારાયણ કેથે નજદીકમાંજ હશે એવો વીચાર લાવવા સારૂ આપણને લાગણી થાય છે; પણ આ વખત વીત્યા બાદ લાંબો ગાળો પડયા પછીજ સાધારણ રીતે તે ખરેખરો દેખાવ આપે છે. એવી રીતનું તેના કીરણોનું ચઢીયાતું તેજ છે. ઘણી ઉંચાઇ સુધી હવા હોવાથી કદાચને આવી અસરમાં વધારો થતો હોય છે.–Basil Hall.

## સુર્ય અસ્ત પામવાનો વખત.

જેમ જેમ સાંજની પ્રકાશમાન અને સુંદર ઘડી પસાર થતી જાય છે, તેમ તેમ હુનાળાની શુરૂઆતના બહારમાં તે મોહસમને લગતા સુંદર રચના વાળા સર્વથી નાજુક રંગોના ફુલો ઉપર ઓળા પાડે છે.

તે વાદળાથી ઘેરાયા વગરનો સુર્ય જે તે દુનીયા ઉપર પ્રકાશે છે, તેને તે સુર્ય કેવી રીતે છોડી જાય છે?

જાણે કે તે એમ કહેતો હોયની કે જો કે કાળી રાત્રી રાજ્ય લગામ હાથમાં લઇ થોડોક વખત રાજ્ય ચલાવશે, તો પણ જલદીથી પુર્વ તરફના પહાડો ઉપરથી ગુલાબી રોશનીના કીરણોનો પ્રકાશ થશે, અને દીવસનો લાલ ઝુંડો ખુલ્લો થઇને એક સુખી દુનીયાને પ્રકાશીત કરશે!

દર્યાવની ઉંચાઇએથી–દર્યાવની આરપારથી–તે પોતાના ગુલાબી કીરણોનો બોહોળો વરસાદ વરસાવે છે. અરે તું શામળા લીલાં રંગના 'એલદર' ઝાડ! તારો ફેલાવો કર–અરે તમો મોજા વગરના આસમાની રંગના ઝરાઓ! હમારી નજદીકથી વહેતા પસાર થઇ જાઓ!–અરે નાના પક્ષીઓ! તમારા ગાયણો ચાલું કરો–એ દીંગામપર ખુબ સુરતીનુ રાજ્ય ચાલે છે, અને તે દીંગામ લાગણીઓના પહલાં સમાન છે?

આના જેવા દીંગામો જીંદગીના ચક્રાવો લેતા કલાકોમાં ઘણા થોડા હોય છે–તે વખતે જાણે કે દલગીરી બાબે ખ્યાલ વરીક કરવો એ ગુનાહ ભર્યું લાગતું હોયની; જો કે તેના દરશન ઘણાંજ ટુંક મુદતના હશે, તો પણ તેના સ્વર્ગ જેવા સુખ માટે તમારૂં દીલ અર્પણ કરો! આ ભેલમ ભેલા થયા વગરની ખુશાલીમાં એકાગ્રહ થયલા ચીત્તને કોઇબી જાતની ખાકી વીપ્તીઓથી અથવા હાદેશાઓથી મીશ્ર બનાવી ના નાંખો!—Moir.

## સુર્યનું અસ્ત પામવું તેનો મહીમા.

વાહરે સુર્યનો અસ્ત પામવાનો દેખાવ! વાદળાંથી ભરાઇ ગયલા તેજમાં વધ્યા જતા અને ચમકારા કરતા ઢગલે ઢગલાનું પુંજવુંજ શું! તેમજ ખુશી ઉપજાવે એટલી હદના નાનામાં નાની છોળોવાળા પાણી ઉપરના પડછાયામાં આકારો અને ભાત ભાતના રંગો જેઓ પોતાની ખુબસુરતી ફેંકતા હતા તેઓના ઢગલે ઢગલાનો શો પાર! અને ત્યાંથી તેઓ એક સર્વ શકતીમાન ઇશ્વરના તખ્તની આસપાસ જેવી રીતની દમામદાર રોશની ફરી વળે છે તેવી રીતની રોશનીના એક દમામમાં એકથાં મળયાં! પણ સુર્ય પેલા દરીઆવની પછવાડે છુપાઇ જાય તે આગમચ એક ગર્જના કરતી આફત છુપી રીતે બીહીક આપતી આગળ વધવા લાગી, અને જ્યાં સુધી સર્વ જગ્યાએ એકસરખી તરોતાજગી ખીલી નીકળી ત્યાં સુધી મગન થતા વરસાદનો મોટો સુસવાટ કરતો અવાજ સંભળાતો હતો. ખેતરો હલમલી રહયા; અને સુર્ય નારાયણ સમુદ્રના એક ઇજ્જદ તરીકેના દરજ્જા સાથે ઝળકાટમંદ મોજાઓ ઉપરથી વીદાય થયા. તે મોજાઓમાંથી એક મેઘ ધનુષ્યનો આકાર પ્રગટી નીકળયો; જે પછી તે દુર આવેલી ટેકડી ઉપર આકાશમાં ગેબ થઇ ગયો. દરીઆઇ કુકટ તેની ફીણ જેવી (સફેદ) પાંખોને ફફડાવતું હતું, અને એક પવનનો સપાટો તો તે વખતે જન્મેલી કોઇ એક પરીની માફક ઝાડો અને ફુલો ઉપર મજાહ ભોગવવા લાગ્યો!—Robert Mont-gomery.

## સુર્ય તેનું બળ.

જવાળા મુખીઓનું ફાટવું અને ભરતી ઓતનું થવું ગણત્રીમાં ન લેતાંબી જીવદાર તેમજ જડ જીવણ શકતીને લગતાં તથા બાકી શરીરને લગતી શકતીનું દરેક સ્વરૂપ સુર્યથી ઉત્પન્ન થાય છે. તેની ગરમીથી કરી દરીઓ પોતાનું પ્રવાહી રૂપ અને વાતાવરણ પોતાની વાલુરૂપી હાલત જાળવી રાખે છે; અને સઘળાં તોફાનો જે બંનેને યાકુળ વ્યાકુળ કરે છે તે સુર્યની યાંત્રીક શકતીને લીધે ફુંકે છે. તે નદીઓ તેમજ ખીણમાનાં બધાંતા બરફોને પહાડો ઉપર ચઢાવી દે છે, અને એવી રીતે પાણીના ધોધો તેમજ પહાડો ઉપરથી ગગડી પડતાં બરફના મોટા ચોસલાંઓ સુર્યમાંથી મેળવેલી શકતીને લીધે ધસારા બંધ તુટી પડે છે. ગગડાટ તેમજ વીજળીના ચમકારા એ સઘળું તેના રવાને ફાયેલાં

કઉવતનું મહત્વપણું દેખાડે છે. દરેક આતશ જે બળતો રહે છે, અને દરેક બળતું જે પ્રકાશ આપે છે, તે અસલ સુર્યમાં રહેલી રોશની તેમજ ગરમીના સ્વરૂપો છે:--Professor Tyndall

## સુર્ય અસ્ત પામવાનો મહીમા.

કવીઓ, અને મુસાફરો ઇટલી. સ્વીત ઝરલંડ અને ગ્રીસ દેશોની અંદર સુર્ય અસ્ત પામવાના દેખાવોનું ઓજર ખાહીથી વર્ણન કરે છે. મેં પોતે તો ઉપર જણાવેલા દરેક દેશોમાં સુર્યના અસ્ત પામવાના જે દેખાવો જોયા છે, તે કરતાં આજે જેવી રીતે તેના ગુમ થઇ જવાના એટલે અસ્ત પામવાના વખતે તેનો ઝળકાટ જણુંયો છે, તેનાથી અરધો જેટલોબી મેં કદીબી જોયો નથી. આ ભપકા ભર્યા દેખાવના પુર હાડ બાબે વાચનારના મનમાં માત્ર અરધો જેટલોબી ખ્યાલ લાવી શકાતો હોય, તો બેશકતે મારી સાથે સાથે એવું વીચારવાને એક મત થતે. કે જો એ દેખાવ લાંબો વખત નજરે પડે એવો હતે તો ઇજીપશીયન પીરેમીડોની મુલાકાત લેવાની મુસાફરી કરવા કરતાં તે દેખાવ જોવા માટેની મુસાફરી વધુ કીમતી થઇ પડતે.

જેવો સુર્યનો ચાટલો લીબીઅનના મેદાનમાંથી ગુમ થઇ ગયો કે તુરતજ સૃષ્ટી મર્યાદાની બાજુએ પશ્ચીમના આખા આકાશે એવો તો દેખાવ ધારણ કીધો કે જેનું વર્ણન કરવાને લાયક બોલ ન જડવાથી હુ તેને 'સોનેરી' રંગનુ નામ આપીશ. પણ તે રંગ ખરેખર તો નારંગીઓ, કીરમજી વરાળના રંગ જેવો તેમજ રાતા રંગના ભેળવાળો હતો. એથી જરા આગળ ચાલતી આ ભભુકદાર રંગો એક વસંત રૂતુના બહારમાં ક વખતે સુકાયલા પાદડાંની માફકના એક અજાયબ જાતના લીલા રંગમાં પીગળી જતા માલમ પડતા હતા; એથી આગળ જતાં ઘેરા જાંબુરા રંગનો એક પ્રકાશ જે અંધારાની કીનારીની લગોલગ આવેલા આકાશના મુળ પાયા સમાન બની રહયો હતો, તેના એક પ્રકાશ તરફ આંખને લઇ જઇએ તો માલમ પડતું હતું કે "ઓરા બોરીએલીસ" માફકની પીળી રોશનીનુ એક આરકુ લંબાતું હતું. આએ જાતનાં રંગોના આરકાંઓ વચેથી જાણે કે એક ભઠ્ઠીમાંથી બળતાં ઉપર ચઢે તેવી રીતે એકમેકથી તદન ખુલ્લે ખુલ્લી રીતે છુટી પડી જતા; તેમજ એક અણીદાર આકારમાં ખતમ થતાં ગોલાબી રંગની રોશનીના બોહોળાં વીસ્તાર પર ફેલાતાં પીરામીડના આકારોમાં પ્રકાશતાં કીરણો ઉપર ચઢતાં હતાં, અને આ લોહીના જેવી ઘેરા રંગની રોશનીના ચમકારા તેમજ જે જાતના રંગોના પડોમાથી તેઓ પસાર થતાં હતાં, તેઓ વચેનો તફાવત એટલો તો અજાયબ જેવો હતો, કે તે ઉપરથી એવું અનુમાન ખાતરીથી થતું હતું કે રોશની અને પડછાયાનું કોઇ બીજુ મીશ્રણ આના કરતાં એક વધારે અચંબા ભરેલી અથલા તેજદાર અસર કરનારો ખ્યાલ કદીબી ઉત્પન્ન કરી શકેજ નહી!-St John.

## સુર્ય, સેતારા, ચંદર વીગેરે કુદરતની પેદા કીધેલી અજાયબીઓ.

જયાં સુધી મારી જાણ પડયા વગર અંધારી રાત થઇ ગઇ ત્યાં સુધી ગઇ કાલે સુર્ય અસ્ત પામવાની વખતે હું ખુલ્લાં ખેતરોમાં ફરતો હતો. આકાશના પશ્ચીમ ભાગોમાં જે સઘળા ઉમદા અને ભાત ભાતના રંગો દેખાતા હતા, તે જોઇને પહેલાં હું મન વેરવા લાગ્યો. જે પ્રમાણમાં તેઓ ઝાંખા મારી જઇ અંદીઠ થઇ જવા લાગયા તે પ્રમાણમાં જયાં સુધી આખુ આકાશ ઝગઝગાટ કરી રહયું ત્યાં સુધી કેટલાક તારાઓ અને ગ્રહો એક એક પછી દેખાંવા લાગયા. તે વારષીક રૂતુના હીંગામને લીધે તેમજ જે. ઇથર (આકાશ) માંથી તે સઘળાં ઝળકાટ મંદ નુરો પસાર થતાં હતા, તેના કીરણોના પ્રતાપને લીધે તે ઇથરનો બલુરંગ અતીષય ઉમદા બની રહી, આનંદ ઉપજાવનારો થઇ રહયો હતો. આકાશ ગંગા તેના સર્વથી ખુબ

સુરત સફેદ રંગમા સજ થયલી માલમ પડી હતી. તે દેખાવને સંપુર્ણ હાલતમાં મુકવા માટે પુનમનો ચંદ્ર આસ પાસ ફેલાયલાં વાદળાંઓથી ઉભી થતી ગંભીરતા કે જે વીશેની નોંધ મીલટને કીધી છે, તેની અંદર આખરે ઉગ્યો; અને આંખની નજદીક કુદરતનું એક નવુંજ ચીત્ર ખુલ્લું કર્યું કે જે ચીત્ર સુર્યનારાયણે આપણી આગળ અગાઉ રજુ કર્યું હતું, તે કરતાં વધારે બારીક આબ પાડતું, તેમજ વધારે નરમ રોશનીઓમાં પંથરાઇ ગયલું હતું. જયારે ચંદ્રમાં તેણીના પુર તેજ સાથે આગળ ચાલતી, તેમજ નક્ષેત્રોમાંથી પોતાનો માર્ગ આગળ કરતી હતી, એ ક્રીયા હુ તપાસતો હતો, ત્યારે મારા મનમાં એક વીચાર ઉત્પન્ન થયો; જે વીચાર ગંભીર તેમજ વીચારવંત ખાશીયતના માણસોને ઘણીખરી વાર ગુંચવાવી નાખી તેઓની શાંતી લુટી લે છે એમ હું માનું છું. દેવીડ લો પણ એવાજ વીચારમાં પડયો હતો. જયારે હું આકાશોને તેમજ ચંદ્રમા તથા સેતારાઓ જેઓને તેં નીરમાન કીધેલા છે તેઓને તારા હાથની બનાવટ તરીકે લેખું છું, તયારે બાકી માણસ જેને વીષે તું કાળજી ધરાવે છે, અને તેની તરફ માણસ જાતનાં બચ્ચાં તરીકે લેખી તું મોહોબત રાખે છે તે તારી આગળ શું બીસાટ ધરાવે છે?'' એવીજ રીતે જયારે હું તે તારાઓ અથવા તો વધારે ફીલસુફી ભરી રીતે બોલતાં સુર્યોના અખુટ ઝુમખા જે મારા માથા ઉપર પ્રકાશતા હતા તે સાથે પેલા અસંખયાબંધ ગ્રહો અથવા દુનીયાઓની હારો જે પોતે પોતાના સુર્યો સાથે પ્રકાશ આપતી હતી, તે બાબેનો વીચાર કરવા લાગયો, જયારે હજુરમી મારા વીચારને બોહોળું રૂપ આપીને આના ઉપ ઉપર આવેલા સુર્યો અને દુન્યાઓનું બીજું આકાશીક સ્વર્ગ જે આપણે શોધી કહાડયું, તે બાબે ખ્યાલ કીધો; અને નુરોથી ભરપુર એક વધારે ચઢતું આકાશ જે એટલા તો લાંબે તફાવતે આવેલું છે કે ત્યાંના ગોળાઓ, ઉપર કહેલી દુનીયાના રહેવાસીઓને જેવી રીતના કદના આપણને સેતારાઓ માલમ પડે છે, તેવી રીતના કદના જણાતા હોય— ટુંકામાં જયારે આ એ વીચારની પછવાડે ને પછવાડે મનન કર્યા કરતો હતો, ત્યારે ખોદાની અખુટ બનાવટોની વચ્ચે જે નહી જેવો ભાગ હું બજાલાવું છું, તે બાબે ખ્યાલ કરવાનું અટકાવી શકયો નહી.

જયારે સુર્ય સૃષ્ટીનો ભાગ કે જેને તે રોશન કરે છે, તેમજ ગ્રહોની બનેલી સઘળી સંખયાબંધ દુનીયાઓ કે જેઓ તેની આસપાસ ગરદેશ કરે છે, તેઓ સાથે નાશ પામીને, તેની હસ્તી નાબુદ થાય તોપણ દર્યા કીનારા પર પડેલી રેતીના ઢગલામાંથી એક દાણો ગુમ થવા કરતા વધારે ખોટ ગયલી જણાશે નહીં. તેઓ જે જગ્યા રોકે છે તે આખા બ્રહમાનંદ સાથે સરખાવતાં એટલી તો હદથી જયાદા ઓછી છે કે. તેથી કરી સુષ્ટીમાં કાંઇ નહીં જેવો ખાડો પડેલો જણાશે. કુદરતનો આખો વીસ્તાર નજરે જોનારને તે નહીં જેવો લાગશે; અને તે કારણથી તે સુષ્ટીને એક નાકેથી બીજે નાકે સુધી પસાર થઇ જશે; જેમ આપણામાં અથવા તો હાલમાં આપણા કરતાં વધારે ચઢતા દરજજાના પ્રાણીઓમાં હવે પછી એવી ઇંદરીઓ ખીલશે, એ બનવા જોગ લાગે છે. ઘણાક સેતારાઓ જેઓને આપણે ખુલ્લી આંખે દેખી શકતા નથી, તેઓને દુરબીનના કાચોની મદદ વડે જોઇએ છીએ. અને જેમ જેમ આપણે વધારે પાવરની દુરબીનો વાપરીએ છીએ, તેમ તેમ હજીબી વધારે શોધો આપણને માલમ પડે છે. ઉંચી તર્ક શોધક બુધીવાળો માણસ આ કલપનાને એટલી બધી તો આગળ વધારે છે કે તેના ધારવા પ્રમાણે કેટલાક સેતારાઓ એવા હશે કે જેની રોશની તેઓને પહેલ વહેલા બનાવવામાં આવ્યા ત્યારથી તે અત્યાર સુધીમાં આપણુને આવી મળી નથી! સુરૂષ્ટીની ચોકકસ હદો નકકી કીધેલી છે. તે બાબે તો કાંઇ શકજ નથી; પણ કે જયારે હદ વીનાનો પરમાર્થ હઇડે ધરાવતી અખુટ શકતી (ઇશ્વર) નું તે કામ છે, અને તે શકતીને પોતાની ક્રીયા ચલાવવાને માટે અપાર વીનાની જગ્યા છે, ત્યારે આપણી

તર્ક શકતી તેને ચોકસ હદોમાં કેવી રીતે મુકી શકે?—The Spectator.

## જંગલોમાં સુરજનું ઉગવુ અને અસ્ત પામવું.

પહોર ફાટતાં ત્યાં રમણ્ય રીતનું અંધકાર ફેલાયલું જણાય છે. જ્યારે તે ઝળકાટ મંદ નુરના માત્ર ઓળાથી કરી પુર્વ બાજુ તુરતજ ચળકાટ કરવાનું શરૂ કરે છે, ત્યારે એક ખુશનુમાં આગળ વધારો બતાવતી રોશની જે મોહ તેમજ મઝાહ પમાડનારી છે, તે વસ્તુ ઓના ચેહરા ઉપર ફેંકાઇ જાય છે. એક કારણ જેટલું માત્રથી મનોહર આંખોને મદદ કરવાને શકતીવાન છે; જાણે કે એ દેખાવ ગુપ્ત રહેલા હોય તેમ તે એવી તો નાજુક સાવધતાથી કાંઇ હજારો કલ્પીત આકારોની ઉત્પન્તી કરે છે, અને જેમ જેમ તે રોશની આસ્તે આસ્તે છુપાતી ચાલે છે, તેમ તેમ ખરેખરી ચીજોથી કરી તે બાબેના ખોટા ખ્યાલો સુધરતા જવાથી ગમત પમાડે છે. જે કાંઇ સાંજની ઝળઝલીત રોશનીના ગુંચવાડામાં એક ઉપસાતી જમીન જેવો કડકો કે જે જુદી જુદી જગ્યાએથી ભાગી ગયલો લાગતો હતો, તે હવે લાકડાંના રાક્ષી ઢગલામાં બદલાઇ જવા સાથે એક જંગલના વીસ્તાર જેવો થઇ પડે છે.

જ્યારે સુર્ય નારાયણ દ્રષ્ટીમર્યાદાની ઉપર દેખાવ દેવો શરૂ કરે છે, ત્યારે વળી એક બીજો ફેરફાર થાય છે. જે કાંઇ નજેવું માલ લાગતુ હતું તે ઉપર હવે રોશની પડવાથી હદ બહારની અસર પોતાની અંદર દાખલ કરવાની શરૂઆત કરે છે. આએ અસર બે બનાવે ઉપર આધાર રાખે છે—વળગણ કરતી રોશનીઓ જેઓ દરેક ચીજના મથાળાંઓને આવી અડકે છે તેઓ, તેમજ ઉગતો સુર્ય સાધારણ રીતે જે ધુમાધારમાં વીંટળા એલો હોય છે.

જ્યારે તે સુર્ય પોતાના નીર્મળ તેજથી ચીજોના મથાળાવાળા ભાગો ઉપર પોતાની રતાશવાળી રોશની પંથરાવી નાખતો ઉગે છે, ત્યારે તેની અસર ઘણી ખરીવાર ખુશીની લાગણી પેદા કરે છે, જે દેખાવ નીચેના વધારે ઘેરા ઓળાઓ સાથે સરખાવતાં તદન ઉલટોજ છે; તેમ છતાંબી તે જયારે એક ધુમસવાળા આકાશમાં વાદળાંવાળી હારો સાથે ઉગે છે, ત્યારે જે અસર ઉત્પન થાય છે, તે અસર તે વખત પછીજ માત્ર ઘણુ ઉમદા રૂપ ધારણ કરે છે. આ ખુશનુમાં જોડાણ થવાને લીધે તળાવો અને પહાડોની વચે ઘણી ખરી વાર સર્વથી અજાયબ જેવી રીતના દેખાવો બની રહે છે, અને તોપણ જંગલમા તે દેખાવ લગભગ તેટલોજ મહાભારત જેવો લાગે છે. એક ઝાડીવાળી ટેકડીની લગોલગ ઉપર દેખાતા સુર્યના ચાટલાને કેટલી બધી ખુશી ભરી અસરથી કરી આપણે જોઇએ છીયે; અથવા તો શેકસપીયરના બોલોમાં કહીએ તો, 'તે સુર્ય તે ધુમાધાર પહાડના મથાળાં ઉપર લગોલગ ઉભો રહે છે, અને ઉપર ચઢતી વરાળમાંથી તેના આડકતરો માર્ગ લેતાં કીરણો નીકફાકંક કરે છે.' જયારે ઝાડો ખડબચડી ઉભી ટેકડીના મધ્ય ભાગ ઉપર લટકે છે, ત્યારે તેઓના મથાળાને વળગતી તેમજ અહીં તહીં થોડી બીજા મુખડા ઉપર આવેલી ચીજોને અડકતી રોશની બે માલુમ રીતે પોતાનો લાલાશ ભર્યો રંગ આસપાસના વાદળાંઓની સાથે આમેજ કરે જે, જેથી જાણે કે તેઓના ઉપલા ભાગો ઉપર આગ લાગી હોય, જયારે તેઓની નીચલા ભાગની કોરો જુદી જુદી જાતના નહી સમજણ પડે એવા એક અંધારા રૂપી જથામાં બે માલુમ થઇ જાતી હોય છે; જેમાં ઝાડો અને જમીન અને રોશની અને ગુંચવાડો એ સર્વે સાથે મળી ગયલા હોય એવો દેખાવ થઇ રહે છે. જયારે આપણી આંખોથી તે ઝળકાટ ભર્યો દાખલો નજરો નજર મેળવવાને પુરતા નસીબવાન હોઇએ છીએ, કારણ કે તે દેખાવ માત્ર હમેશાં અદ્રષ્ય થઇ જતો હોય છે, ત્યારે કુદરતના સર્વથી ઉમદા દેખાવોમાં તેનો સંગ્રહ કરવા લાયક છે, એવો ખ્યાલ આપણને આવે છે. ખાલી ધુમાધાર દેખાવથી કરી ચીજોની અંદર જે ગુચવાડો ઉતપન થાય છે,

તે ઘણી ખરી વાર ખેચાંણ કારક હોય છે, એવો અમોને અનુભવ મળીઓ છે. પણ તે દેખાવનો મહત્વ તો જે ચળકતી રોશનીઓ તેની સાથે આમેજ થયલી છે, તેઓની ઉપર આધાર રાખે છે.

સાધારણ રીતે જમીનનો દેખાવ ચીતારનારા સહવાર અને સાંજના વખત બાબેનો ફરક બતાવવાનું ડહાપણ વાપરવામાં ઘણુંજ થોડું ધ્યાન આપે છે. જોકે બંને રોશની અને પડછાયાની બાબતમાં ચીત્રોના લક્ષણોમાંના ઘણા, એકમેકથી જુદાં હોય છે, તોપણ તેઓમાં બતાવવામાં આવેલો સુર્ય ઉગતો છે કે આઠમતો છે, તે પારખવામાં આપણે વારંવાર ગોટું ખાઇએ છીએ. ખરેખર સાંજની આતશી રોશનીઓ વધારે સહેલાઇથી જણાઇ આવે છે. પણ સવારના પડછાયાઓ કરતાં સાંજના પડછાયા વધારે અપારદર્શક છે, તે બાબેની વાતનો કદાચ હમેશાં પુરતો ફરક રાખવામાં આવતો નથી. વાતાવરણમાં તરતાં અસંખ્યાબંધ કીરણો, જેઓ દરેક બાજુએ વગર સ્થીર થવે ચાલુ રીતે પ્રતીઘાત કરે છે, અને જેઓ સુરજ અસ્ત પામવા પછાથીબી ક્રીયા કરવી ચાલુ રાખે છે, તેઓથી કરીને આએ દેખાવોને ચમકાવેલા જણાય છે; જયારે સહવારના તો આગલે દહાડેના કીરણો સમી ગયા પછી સુર્યની તુરતની રોશની શીવાય બીજી કશી જાતની રોશની વાળી ચીજમાંથી કોઇ પણ વસ્તુને કાંઇપણ રોશની મળતી નથી. એ ટર્કનો ગમે તેવોબી અંત આવશે, તોબી હું ધારૂં છું કે તેની સચ્ચાઇ બાબે પુરેપુરી ખાતરી કરવામાં આવી છે. સુર્ય ઉગતાં જે મનોરંજક દેખાવ નજરે પડે છે, તે સાથે સરખાવતાં બપોર પડતાં સુરજ માથે આવતાં જે અચોકકસ ખુબસુરતી દેખાવ દે છે, તે ઘણીજ થોડી છે. હુનાળાના દીવસોમાં જયારે બપોરનો સુરત મધ્યાન પડતા માથે આવે છે, અને તેના સીધાં અથવા ઉભા કીરણો ફેંકે છે, તયારે તે ઠેકાણે કાંઇપણ છાયો રહયા વગરનો ઉજાસ પડે છે; આવી રીતની રોશનીની રજાળને સમતોલ રાખવા સારૂં કાંઇપણ પડછાયો હોતો નથી; તેની સામે થવા માટે કાંઇ પણ વીરૂધ્ધતાની હાજરી જણાતી નથી. એટલા માટે જયારે સુરજ માથે આવે છે, ત્યારે જે દેખાવ થઇ રહે છે તે દેખાવ કોઇ પણ ડહાપણવાળો ચીતારો પોતાના ચીત્રમાં રજુ કરતો નથી. તેમ છતાં જંગલના મધ્ય ભાગમાંના દેખાવો બાબે હું બોલું છું, જેની હાલતમાં કોઇ પણ જાતના સહવાર સાંજના અજવાળાં કરતાં વધારે સારી રીતે આ સંપુર્ણ તેજથી કરી વધારો થાય છે; કારણ કે તે અજવાળાને સમતોલ પણે રાખવા સારૂ કુદરતી રીતનો એક દેખાવ થઇ રહે છે. તે વખતે એકની અંદર એક વીંટળાએલાં ઝાડોથી કરી હદથી જયાદા રોશની કદાચજ દાખલ થવા પામે છે. તેથી કરી તેની અસર વખતો વખત સારી થતી જણાય છે. એક જંગલમાં કોઇ અચાનક રીતે થયલા બાકોરાં વાટે સુરજની તેજી રોશની પડીને ન જણાયે એવી માટીના જથાનાં બંધાયલાં ઘાસ સાથનાં ઢેફાં ઉપર આશરો લઇને તેમજ પછવાડેના ઝાડોના ઉંડા પડછાયાથી મજબુતી પકડીને એક ઘણો સુંદર દેખાવ ધારણ કરે છે. મુખ્યત્વે કરીને જો કોઇ ગંજાવર ઝાડ સુખડાવાળી જમીન પર અતી ઘેરા પડછાયામાં ઉભુ કહીને અહીં તહીં પાડેલા રોશનીના લીસોટાથી દીપાયમાન કરીને હવાની અંદર આસપાસ પોતાની કાળી ડાળીઓ ફેંકે છે, તેથી કરી એ દેખાવમાં વધારો થાય છે. ખુલ્લાં મેદાનવાળાં પ્રદેશોમાં બપોરના અથવા માથે આવતા સુરજ સાથે સૌથી અચાનક રીતનો સંજોગ મળી જાય છે, તે વાદળાંવાળી રૂતુનો છે; જે સહેજસાજ રોશની પાડે છે. જયારે આસપાસના નજરે પડતા દેખાવના બીજા ભાગો અંધારા હોય છે, જયારે ઉંડાણ સુધી પોહોંચી વળતી છુટી છવાઇ રોશનીઓના ઓળાથી કરી દુરનું જંગલ પંથરાઇ રહે છે, તયારે લાભકારક રીતે આએ અસર મેળવવા સારૂ ઝાડોના ઝુમખાઓ ખાસ કરી લાયકાત ધરાવે છે. રોશની અને અંધારાની એકમેકથી જયાદા વીરૂધતા જેવી રીતે સુંદર લાગે છે, તેને લીધે તેઓ ખેચાણકારણ થઇ પડે છે.

આવી રીતે ઝગઝગી રહેલું દુરથી દેખાતું જંગલ તેના મુખડાપરના ભાગ માં તે દેખાવને અતીષ્ય ખેંચાણ કર નારો કરવાની બાબતમાં અશકય માલમ પડે છે.

જેમ જેમ સુર્ય નીચે ઉતરતો જાય છે તેમ તેમ તેની રોશનીની અસર વધારે મજબુતી પકડતી જાય છે. ઉગતા અને આથમતા સુર્યામાંથી વધારે રમણ્ય દેખાવ કોણ રજુ કરે છે તે બાબે શક રહી જાય છે. રોશનીની ભભુક અને અંધાકાર વચેના તફાવત ઉ પર બંનેની તે મોટી ખુબસુરતી નો આધાર રહે છે. પણ આ તફાવતો જુદી જુદી જાતના સંજોગોથી જુદી જુદી રીતે ઉત્પન્ન થાય છે.

ઉગતો સુર્ય કે જે ધુમસમાંથી ખુલ્લો થઇ જાય છે, તેનાથી કરી સર્વથી ઉત્તમ માં ઉત્તમ અસરો ઉત્પન્ન થાય છે.—જ્યા રે આથમતો સુર્ય તો તેના છુટાં પડતા કીરણોની લગોલગ જે અંધારૂ થવા માં ડે છે તે ઉપર આધાર રાખે છે.

પુર્વ બાજુએ આવી રહેલા ઉડા પડ છાયાથી કરી આથમતા સુર્યના કીરણોને એટલી બધી તેજીથી ભરપુર અસર થા ય છે, કે જોકે તેઓ બપોરના માથે આવતા સુર્યના કીરણોની ખુબસુરતી જેવાં તો નથીજ, તે છતાંબી તેઓ વીરૂધ્ધતાની અસરને લીધે વધારે ચઢયાતાં લાગે છે. એક ચળકાટ વ્યાપી રહેલાં અંધારાની હેઠળ એક દુરના જંગલનો દેખાવ ખાસ કરી ખેંચાણકારક થઇ પડે છે. અને તે બેવડા ચમકાટથી કરી ચમકે છે. તે હુનાળાના પાતરાંઓ વાળી લીલોતરી તેમજ રૂતુઓને બરના જાત જાત જાતનાં રંગો, એ સઘળાં સર્વથી ચકચકીટ રંગોથી કરી ઉજાશ પામેલાં જણાય છે.

એક આથમતા સુર્યની અસરોને પક ડમાં લેવા માટે જંગલના માહેલા ભાગો ઘણા સારી રીતે રચાયલા જણાતા નથી. આપણે જોઇ ગયા છીયે કે મધ્યા નના સુર્યના કીરણો મથાળે આવેલા બાકોરાં વાટે અંદર દાખલ થઇ શકે છે, અને એક રમણ્ય દેખાવ રજુ કરે છે. પણ જંગલોની બાજુઓ તો એટલી તો સરસ રીતે સંભાળથી રચાયલ જ ણાય છે, જેથી કરી સુર્યના આડાં કીરણો તેમાં દાખલ થઇ શકતાં નથી. કોઇ કોઇ વખતે પશ્ચીમ બાજુએ આવેલાં એક બાકોરાં વાટે એક ઘણી સુંદર રોશની તેમાં દાખલ થાય છે. તે જંગલનું અંધ કાર કે જે તે રોશનીની આસપાસ વીંટ ળાએ છે, તેની અંદર લબાયલી ધાર માર ફતે ફેલાઇ જાય છે. કોઇ કોઇવાર વળી જો કે કદાચ જંગલોના ઉંડાણ ભાગોમાં તો નહી, તોપણ તેના અંદરના ભાગો માં અહીં તંહી પાદડાંઓને વળગતી ભભુકદાર રોશનીઓ માલુમ પડે છે, જે બંધારણમાં જો કે એટલી બધી વીખરા ઇ ગયલી હોય છે, કે કાંઇ પણ અસર ઉપજાવી શકે નહી, તોપણ તેઓને ડહાપ ણથી મીશ્ર કરવામાં આવે તો એક કેન વાસ પર દીપી નીકળે.

કેટલીક વાર આપણે એક જંગલના દેખાવમાં પાંદડાંઓ વચેના એક બારીક સુરાખમાંથી સુર્યનાં કીરણ મારફતે એક તારાની માફક ચળકતી રોશનીના ઝળ કાતો પણ જોઇએ છીયે. કેટલાક ચીતા રાઓ તેમાં મુખ્ય કરી 'રૂબેન્સ' તેઓના જમીનને લગતા દેખાવોમાં આ ચળકતું ઢાળુ દાખલ કરવાને શોખ ધરાવે છે. પણ ચીતાર કામમાં તો તે ઢાળું કાંઇપણ અસર ન ઉપજાવે એવી નજીવી ચીજો માનું એક છે, અને વળી આએ રોશની નો ઝળકાટ ચીતારી શકાય એ બનવા જોગ નથી. જયારે કવેસરના હાથથીતો તે એક ખુશી ઉપજાવે એવો ચીતાર પાડી શકાય એ બનવા જોગ લાગે છે. એક પાપી અંતકરણમાં સચ્ચાઇનો જુ સ્સો દાખલ થવા બાબે બોલતાં સેકપીય રે સુંદર રીતે એ બાબતની શરૂઆત ક રી છે; તે તેને એક સુર્ય સાથે સરખા વે છે; જે પુર્વ બાજુએ આવેલાં પાઇન ઝાડોના મગરૂર (ઉંચા) મથાળાંઓપર ઉજાસ પાડીને પોતાની રોશનીને દરેક પાપી (અંધારાં) બાકોરાં વાટે ફેંકે છે. આએ સંજોગો માંનો એકજ છે જે મન ની આગળ કવેસરજ રજુ કરી શકે છે. પણ તે બાબેનો ખરેખરો ખ્યાલ ખાકી આંખો નજદીક ચીતારાની પીછી લાવી

શકતી નથી.—The Forest Scenery by Rev. W. GILPIN.

## સુર્ય આપણી જીંદગીનું મુળ.

જે કોઇએ પ્રોફેસર તીનડલનો "ગરમી એ એક ગતીનું રૂપ છે" કરી વીષય ધ્યાનથી વાંચ્યો હશે તેઓ સમજી શકશે કે કોઇબી રીતે મોટા વીધ્યાના પુંજારીઓ સર્વથી સરસ કવેસરોમાં ખપવાનો દાવો કરે છે કેમ, તેમજ શહેનશાહ અકબરે સુર્યને આપણી જીંદગીના મુળ તરીકે ખરેખર સમજીને અથવા તો તેને કુદરતમાના સર્વથી વધુ દમામદાર આકાર તરીકે જોઇને જરથોસ્તી ધર્મ તરફ પોતાની દીલસોજી બતાવવા માંડી હતી કે કેમ તે જણાવવું અશકય છે; અને તે છતાંબી એ કેટલું સચ્ચાઇથી ભરપુર છે કે સુર્ય આપણો ખરેખરો નીભાવનારો છે, કારણ કે ઝાડપાનોને માટે 'કારબોનદાઇઓકસાઇડ' નામનું મીશ્ર તત્વ ફકત સુરજના તડકાંથીજ માત્ર છુટું થઇ શકે એમ છે; કે વળી તે આપણને માટે ભાતભાતના રંગો ચઢાવી આપનાર છે: કારણ કે તેના પ્રકાશીત કીરણો વગર છાલ છોલતાં નીકળી ગયયા ઉજડ વેરાણ જેવો ભયાનક દેખાવ ધારણ કરશે. અને કે તે વળી આપણા ગ્રહને લગતો સુખશાંતી ખાતાતાનો વડો અમલદાર. જેવો છે; કારણ કે તેના વગર માઇક્રોબ (સુક્ષમીક જંતુઓ)ની ઓલાદ મનુષ્ય જીવોને માટે અતી ઘણી નુકસાનકારક થઇ પડતે:–Narain Rai Varma, in the Times of India May 27th 1896.

## સુર્ય–આસમાનની ઝળકાટ વાળી બતી તરીકે.

સુર્ય તે આસમાનનો ઝળકતો દીવો જેમ જેમ વધારે ને વધારે ઉંચે જાય છે તેમ તેમ વધારે જલદીથી તેની સરત રમાઇને અસ્ત પામવાની જગ્યા નજદીક વધારે આગળને આળ તે આવતો જાય છે:–Davidson and Alcock's Quotations.

## સુર્ય–એ દુનીયાને દીલાસો આપનાર છે.

દુનીયાને રાહત આપનાર તરફ જુઓ! તેણે દહાડાનું જહેમત ભર્યું કામ થાકી ગયલાં પગલાં સાથે પશ્ચીમ તરફ પુરૂં કીધું છે. ધુંવડો કોધારમાં જઇ ભરાયાં છે; પક્ષીઓએ માળામાં જઇ વાસો કીધા છે; અને ઠંડા કાળાં વાદળાં જે આસમાનની રોશની ને આવતી અટકાવે છે, તેઓ આપણને છુટાં થવા માટે બોલાવે છે, અને આપણને રાતની છેલ્લી સલામ કરે છે.–Davidson & Alcook's Quotations.

## સુર્યને ચાહનારા.

જે કાંઇ સઘળી ચીજો સુર્ય તરફ પ્યાર બતાવે છે, તે તો આપણા ઘરોની બહાર હોય છે. સહવારના જનમવાથી આકાશ હલમલી રહે છે. વરસાદના ટીપાંઓથી કરી ઘાસ ચળકાતમંદ થાય છે; પોચી ભીની ઘાસવાળી જમીનના મેદાનો ઉપર સસલી ખુશીમાં આવી જઇ સરતમાં ઉતરે છે; અને તેણીના પગો વતી જમીનને તેણી દોડાવીને તેનું ધુવારૂ ઉપર ઉડારે છે; જે સુર્યની રોશનીથી ચળકતું થઇને જયાંબી તેણી દોડતી ફરે છે ત્યાં ત્યાં તે તેણીની સાથેના રસ્તા ઉપર દોડતું ફરે છે;–Davidson and Alcook's Quotations.

## સુર્ય અસ્ત પામતી વખતનો દેખાવ.

સાંજ પડવાનો વખત થયો છે. શાંત આકાશમાં એટલાન્ટીક મોજાઓ ભભુકદાર દેખાવનું આબ પાડે છે. વાંદળાં વગરના મથાલેના આકાશમાં સોનેરી રંગનો એક પટો ઓહોલી રીતે તે અર્ધ ગોલાર્ધની આસપાસ ફરી વળે છે; ઉપરના ભાગમાં તે તેજદાર સ્વચ્છ હવા ખુલ્લી થઇ ને નજર આગળ સ્પષ્ટ રીતે દેખાવ દે છે; જે કીરમજી રોશનીના એક પ્રવાહમાંથી થઇને સાંજના પહેલો ઉગતો તારો વધારે નરમાશ તેજ સાથે તે પ્રવાહમાંની પોતાની સુરતને ભેટવા નીચે ઉતરે છે.—Davidson and Alcook's Quotations.

## સુર્યોદય.

જલ્દી પગલાં સાથે ભુરી રાત્રીએ ચાલતી પકડી છે; જુવાન દહાડો આસ્તે આસ્તે અંદર દાખલ થવા માંડે છે, અને ચરાણવાળી જગ્યાઓને ખોહોળી રીતે ખુલ્લી મુકે છે; તે ટપકતો ખડક તેમ જ તે પહાડનું ધુમસથી ઘેરાયલું મથાલું નજરની ઉપર ઉપસી આવે છે, અને બામદાદ પડવા સાથે સાથે ચળકાટ આપે છે. ઝઝકળાંને લીધે ધુમસથી ભરપુર પ્રવાહો બલુ રંગથી પ્રકાસે છે; અને ઝરીદાર ઘાસવાળાં ખેતરોમાંથી બીહીકણ સસલી કઢંગી રીતની કુદાકુદ કરે છે; બીજી ગમ જંગલની ઝાડીથી કરી જંગલી સાબર ઠેકર ખાઇ પડે છે, અને વહેલા ઉઠી જતા રાહદારી તરફ વારંવાર ફરીને અજાયબીની નજરથી જોય છે. ઢોંગ વગરના ખરેખરી ખુશાલીના સ્વભાવીક નાદને વાજીંત્ર જાગૃત કરે છે, અને જંગલોની આસપાસ ખીચોખીચ રીતે ભજનો ઉભાં થાય છે. મરઘાના વાસવાથી નીંદમાંથી જાગરૂત થઇ તૈયાર થયલો ભરવાડ પોતાનું લીલોતરીવાળું ઝુપડું કે જયાં તે સુખ ચેનથી રહે છે, તે છોડી જાય છે, અને ચીકાર ભરેલા કોઢારમાંથી સહવારની લીલોતરીની ચાશની કરાવવા સારૂ પોતાના ટોળાંને સીલ સીલા બંધ હંકારી જાય છે.—Thomson

## મોરીયામાં નજરે પડતો સુર્ય અસ્ત પામવાનો દેખાવ.

તે અસ્ત પામતો સુર્ય તેની શરતરમાઇ રહે તે આગમચ મોરીઆની ટેકડીઓની બાજુઓમાં ઘણીજ મનોરંજક રીતે આસ્તે આસ્તે ગેબ થઇ જતો માલુમ પડે છે, તે વખતે તેનો દેખાવ જેવી રીતે ઉતર તરફના મુલકોમાં જોવામાં આવે છે તેવી રીતે આંખને આંજી નાખે એવો ઝળકાટવાળો તો તે નથી, પણ તે જીવતી જાગતી રોશનીના વાયુરૂપી એક બળતાં જેવો છે. તે શાંત ઉંડા સમુદ્રના ઉપર પીળાં કીરણો ફેંકે છે; લીલા રંગના મોજાઓ જેઓ તેના તપવાથી ધ્રુજી જાય છે, તેઓને ચળકાટ આપે છે. અસલી પુરાણા વખતના ઇજીનાના ખડક ઉપર અને ઇંદ્રાના ટાપુ ઉપર તે દેવતા પોતાનો છુટાં પડતી વખતનો હશતો ચેહેરો ખુશી સાથે બતાવતો જાય છે. જો કે તેના યજ્ઞ કુંડો હવે વધારે વાર જણાઇ ને મીનોઇ ખયાલ આપતાં નથી તોપણ પોતાના મુલકોમાં રઝળયા કરતાં તે પોતાનો પ્રકાશ તેઓ ઉપર પાડવાને ચહાય છે. ઓ! અજીત સેલેમીસ! પહાડના પડછાયાઓ ઝડપથી નીચે જઇને તારા ઝળકાટમંદ વોહના દરીયાવને માન આપે છે. જયાં સુધી સુર્યનારાયણ પોતાની દેલફીયન ટેકડીની પછાડી આસાએશ માટે ગેબ થઇ જાય છે, ત્યાં સુધી તે જમીન અને દરીયાવમાના અંધારા ઓળાઓથી વીંટળાઇજાય છે; તે વખતે તેની મીઠાશભરી નજરમાં વધારે ઘેરા જાંબુરા રંગના લાંબા છેટાં સુધી પહોંચી વળતા પહાડોના નીલા રંગના આરકાંઓ નજરે પડે છે; અને સર્વથી નાજુક રંગો તેઓના મથાલાં ઉપર ઘસડાઇ જઇને તેનો રંગીલો રસ્તો બતાવે છે, તેમજ આકાશી રંગોનો અંગીકાર કરે છે.
—BYRON.

## સુર્યોદય.

જુઓ અહીંઆ નરમ સ્વભાવનુ લાર્ક પક્ષી આસાએશથી થાકી જઇને પોતાના મકાનમાંથી નીકળી ઉંચે આકાશમાં ચઢે છે, અને સહવારને જાગરૂત કરે છે; જે સહવારની રૂપેરી છાતીમાંથી સુર્ય નારાયણ પોતાના પાદશાહીદમામ સાથે ઉઠે છે; જે વખતે તે દુનીયાંની ઉપર આટલો બધો ઝળકાટ ફેંકે છે તે વખતે સીદરના ઝાડોના મથાળાં તેમ જ ટેકડીઓ તેજદાર સોનાની માફક નજરે પડે છે-Shakespeare (in) Venus and Adonis.

## જીંદગીનો છેલ્લો આધાર સુર્ય ઉપર.

જે કાંઇ સઘળી શકતી આપણે ધરાવીએ છીએ, તેના છેવટના ખાકી મુળ કારણુ તરીકે સુર્યને ગણવાને

આપણુને અત્યાર અગાડી કારણુ મળયું છે, અને હવે આપણે તેને આપણા બંધારણ અથવા આકાશેતુ બી મુળ તરીકે પીછાણી શું. રસાયણીક આકરશણ વાળી જોરાવર શકતીઓને જેવી રીતે ઉપયોગમાં લઇને અમલમાં મેલવા માટે તેમજ જુદી જુદી શકતીઓનું એક બીજા સામેનુ સમતોલપણું જાળવી રાખવાથી વનસ્પતી માત્રમાં કાંઇ એવી રીતની ઉતપતી થાય છે, કે જે કારણુથી કરી આપણી શારીરીક રચનાઓને માત્ર શકતી મળે એટલુંજ નહી, પણુ વળી તેઓના બંધારણુમાં નાજુકાઇ આવે છે; તે મતલબ પાર પાડવા સારૂ તેના અતી ઘણી ઉષ્ણુતા ધરાવનારાં કીરણોની શકતીની જરૂર છે. આ એક કામ પાર ઉતારવા સારૂ થોડી ઉષ્ણુતા ધરાવનારી ગરમીની અસર તદન લાઇલાજ થઇ પડે; તે ગરમી કે જે હવા માનાં મોજા કે જેઓની ગતી સંપુરણુ રીતની જડપી હોતી નથી તેઓની, તેમજ અનુઓના મીશ્રણુના સમુદાયોના બંધારણોને હીલવી છુટાં પાડી નાખવા માટે સંપુર્ણ રીતે ટુકા મોજાઓની બનેલી છે. એ ઉપરથી એવું માલમ પડે છે કે પ્રાણીઓ એક અથવા બીજી રીતે સુર્યની સખાવત ઉપર આધાર રાખેનારા 'પેનશનરો' છે; અને જે દાખલાઓમાં અપવાદ જેવું પહેલાં માલમ પડે છે, તેઓની બાબતમાં જો સંપુર્ણ રીતનો અભ્યાસ કરવામાં આવે તો માત્ર તેઓ તેજ ધોરણુને ટેકો આપતાં માલમ પડશે.

આએ પ્રમાણે ડાકટર કારપેન્ટર અને પ્રોફેસર વીવીલ થોમસનની છેલ્લી શોધો ઉપરથી સમુદરના ઉંડાણુમાંના ઉડાણુ ભાગો કે જયાં સુર્યનું કોઇબી કીરણુ જઇનશકે એ બાબેની આપણુને ખાતરી હોય ત્યાં ઘણાજ બારીક જીવતાં પ્રાણીઓ હસ્તી ધરાવે છે, એમ આપણી જાણુમાં આવયું છે. ત્યારે હવે આ એ પ્રાણીઓ જેઓ શકતી ધરાવે છે તેમજ બારીક રજકણુવાળા છે, જે શકતી વગર તેઓ જીવી શકે નહી, તે શકતી તેઓ કયાંથી મેળવે છે? બીજા બોલોમાં બોલીએ તો તેઓનો કેવી રીતે ગુજારો થાય છે?

હવે તેજ કુદરતી વીદયા જાણુનારાઓ કે જેઓએ આએ પ્રાણીઓની હસ્તી બાબેની શોધ કીધી હતી તેઓએ આએ ભેદ ભરમનો એક લાયક પડતો ખુલાસો આપણી આગળ રજુ કીધો છે; તે એ છે કે આખા મહા સાગરમાં ભાજીપાલા જેવી વસ્તુ ઘણુાજ નાના એટલે બારીક તોપણુ પારખી શકાય એવા પ્રમાણુમાં હોય છે, કે જેથી તેઓ કહે છે તેમ એક જાતનો પતળો સુપ બની રહે છે. ને આએ પ્રમાણે આએ બારીક જીવોનો ખોરાક થઇ પડે છે એ તદન બનવા જોગ છે એવું તેઓ ધારે છે.–Unknown.

## સુર્ય દીવસપરનો મવકકળ ફરેસ્તા.

સુર્ય–તે ઇરાણીઓના તેને માન આપવા પ્રમાણે દીવસપરનો મવકકલ કરેલો દેવતા અથવા ફરેસ્તો છે.

શું કોઇ એવો કવેસર છે કે જેની બુધ્ધી જેબ આપે છે, અને જેના દરેક વીચારમાં ફરેસ્તા તરફથી આગાહી મુકવામાં આવે છે? જયારે કીનાનો આતશ સહેજ પળમાં ઉશકેરાઇ જતા રેષાઓ જોઇ વળે છે, ત્યારે તે ખફગી દેખાડે છે, તે ટડાબાજી રમે છે, તે બાવરો બને છે, તે બળાપાએ ઝળી જાય છે; તેના ફુફારા મારતા સાંપો ઝેરથી કરી ફુલી જાય છે; તે દોજખની શેતાનીયત ફોજને બોલાવે છે; મતલબ્યા દેવો તેના માથાની ઝોકની ઇશારતને તાબે થાય છે; અને સઘળા અંથકારો તેનાપર ગુજારો ચલાવે છે (?) કીર્તીથી કરી બદગોઇ અને ધીકકારના દુરગુણોનું જોર પકડવું થાય છે; આ એ પ્રમાણે રોશનીને લીધે પડછાયો જનમ લે છે.

એક ઇરાણી (જરથોસ્તી) જયારે તે દીવસ ઉપર મવકકલ કરેલા ફરેસ્તા (ખોરશેદ)ની નજદીકભકતી ભર્યા અંતઃકરણુ સાથે ગુઠણુમડીએ પડેલો હતો, ત્યારે તેની ભકતીની આએ પ્રમાણે શરૂઆત થઇ હતી.

"ઓ તું રોશનીને ઉત્પન્‍ન કરનાર બાપ, તું સઘળું જોનાર સુર્ય ! જે ફલવંત કીરણોનો સમુદાય છે, જેના કીરણો તે કીરતારની જુદી જુદી બક્ષેસોની વહેંચણી કરનારાં છે, તે (તું) હમારી આરાધના તેમજ હમારી રોજીંદી બંદગી કબુલ રાખ ! હમારા ખેતરો ઉપર તારૂ હસવું કર ! અને આ ચાલુ વરસને આશીરવાદ ભરેલું બનાવ ! "

એક વાદળી કે જે તે ઇરાણીની આ ભારી ભાશાથી કરી તેની મશકેરી કરવા લાગી, તેણે તે દીવસને એક અંધારઘોર કરી મુકયો. મગરૂરી અને અદેખાઇના આવેશમાં અતીષય ફુલી જઇને તેણે એક જોશભર અવાજ વાદળાંમાંથી થણથણાટ કરતો બહાર કાઢયો.

"તારો દેખામણો ખોદા તો નબળો છે, જેને હું મારી મરજી પડે ત્યારે પ્રકાશ તો બંધ કરી શકુછું. શું મને માનતા તથા ધુપની પ્રસંશા અપાય નહી ? જેની આરાધના કરવી સજાવાર હોય તેની આરાધના થવી જોઇએ."

તે ઇરાણીને ભકતીભાવ સાથની લાગણી ઉભરી આવ્યાથી કરી તે ગરૂરીથી બદગોઇ કરનારની ઝાટકણી કાઢી નાખીઃ—

" તે તેજ ખોદા હતો કે જેને મારી બંદગી સાંભળવાનો હક હતો ; જેણે તુંને જન્મ આપીને અહીં ઉંચે લઇ જઇ મુકી હતી. જયારે તેના કીરણો ઉપર પરદો પડે છે, ત્યારે તો તું શી ચીજનું બનેલું છે, તે વધારે ખુલી રીતે માલમ પડી આવે છે. એક માત્ર પવનની આમતેમ હીલતી લેહકી, જરાસરખો એક પવનનો ઝપાટો, તારાં ઘી ચોથીચ સાથે મળેલા લશકરને વીખેરી નાંખે છે."

તેજ વખતે પવન ફુકવો શરૂ થયો. તે ધુમસ રૂપી વાદળી આમ તેમ ડોળા ખાવા લાગી, અને તે પવનની જરા સરખી હીલચાલથી હવામાં વીખરા જઇ ગેબ થઇ ગઇ ! તે કીર્તીમંદ સુર્ય (ત્યાર પછી) દીવસને નીર્મળ રૂપ ધારણ કરાવે છે. આ પ્રમાણે અદેખાઇ ટુટી જાએ છે, આ પ્રમાણે લાયકાત પ્રગટરૂપ ધારણ કરી રહે છે.—John Gay.

## ઇજીપશીયન સુર્ય દેવતા રાના ભજનો અથવા ઇજીપશીયન મંહતો (Hierophants) એ ભણેલી ખોરશેદ નીયાએશ.

[ નીચે જણાવેલા શ્લોકોપરથી જણાય છે કે જેમ ઇજીપશીયનો ખાકી હુનર મંદીમાં સંપુર્ણતાએ પુગા હતા તેટલાજ પ્રમાણમાં તેઓનો મંહતોબી મીનોઇ બાબદોમાં સંપુર્ણતાની ટોંચે ચઢયા હતા. પીથેગોરાસના ઉસ્તાદો એઓજ હતા. એટલા માટે જે કાંઇ આરાધના રૂપે તેઓએ સુર્યની વખાણ ગાઇ છે તે જોતાં માલમ પડે છે, કે તેમાં ખાકી સુર્યનુંજ વર્ણન કીધું નથી પણ તે મહાન આતમીક સુર્યની આરાધણા અથવા બુલંદ આતમા જ્ઞાન દસાવી દીધું છે, એમ ગુપ્ત જ્ઞાનનો શુરૂઆતનો અભ્યાસીબી તુરત જોઇ લેશે.]

નમસ્કાર તુંને ઓ તું કે જે ઉગે છે ત્યારે રા તરીકે જાહેર થાય છે, અને જયારે તું આથમે છે ત્યારે તેમુ તરીકે ઓળખાય છે ! તું ઉગે છે, તું પ્રકાશે છે, તું પ્રકાશે છે, તું કે જે ફરેસ્તાઓનો તાજ પહેરેલો રાજા છે ! તું આકાશનો ધણી છે, તું પૃથવીનો ધણી છે. બુલંદ જગ્યાએ રહેનારા અને છેક નીચે ઉંડાણોમાં રહેનારાઓને પેદા કરનાર તુંજ છે. વખતની શુરૂઆતમાં હસ્તીમાં આવનાર ઇશ્વર તે તુંજ છે. તારેથી દુનીયા પેદા થઇ હતી, તુંએ માણુસ જાતનો ઘાટ ઘડયો છે. આકાશી કે પછી પાણીવાળી છેડા વગરની ઉંડાણો તેંજ પેદા કીધી. તેંજ હાપી (નાઇલ) ને બનાવીછે, તેંજ અપમાપ ઉંડાણોવાળી પાણીની જગયાઓ પેદા કીધી, અને તેની અંદર જે કાંઇ સઘળું છે તેને તુંએ જીવ બક્ષયો. તુંએ પહાડોને સાથે વણીલીધા છે. તુંએ માણસોને અને ખેતરના પ્રાણીઓને હસ્તીમાં આણુતા કર્યા છે.

તેં આકાશ અને જમીન પેદા કર્યાં છે. તું જેને આઆત દેવી સવાર અને સાંજ આલીંગણુ કરે છે તેની બંદગી કરવાનું લાયક છે. આકાશની આસપાસ તું મુસાફરી કરે છે, તેથી ખુશીભર્યા દીલ સાથે તીસ્તીસ સરોવર સંતોષી બને છે.

નાકુ નામનો સર્પ દઇત્ય પ્રાજય પામી હેઠળ પડયો છે, અને તેના બંને હાથો કપાઇ ગયા છે. સેકટેટ હોડીને સારો પવન નડે છે. તેના દેવળમાં બીરાજેલાનું હઇયું તેથી કરી હરખાય છે. તું આકાશનો તાજ પહેરેલો રાજકુવર છે અને તું દરેક અથવા સઘળા ગુણો વારસામા ધરાવે છે, એવો તું આકાશમાંથી બહાર પડે છે.

રા દેવતા તેને કહે છે કે જે જેનો બોલાએલો અથવા મુખમાંથી નીકળેલો શબ્દ ફળીભુત થાય છે. ઓ તું મીનોઇ જુવાન, તું હમેશંગીનો વારેસ, તું પોતાની મેળે ઉત્પન્ન થયલો, તું એ પોતાની મેળે જન્મ લીધેલો છે! ઓ તું એકજ છે, તું અસંખ્યા બંધ આકારોતે સ્વરૂપો ધારણ કરાવનાર બળીઓ છે; તું દુનીયાનો રાજા, આનતુનો (હેલીઓ પોલીસનો) સરદાર છે. તું હમેશગીનો ખાવીંદ છે, અને જાવેદાન સુધી રાજ્ય કરતા છે. દેવતાના મંડળો તારા ઉગવાથી અને તારા આકાશની આસપાસ હંકારવાથી ખુશાલી જાહેર કરે છે. અરે તું કે જે સેકટેટ હોડીમાં ઉંચી પડવી એ બીરાજેલો છે!

(From the Papyrus of Hunefer Sheet I).

ઓતું સુર્યના ચાટલા! ઓ તું કીરણોના માલેક જે દીવસે દીવસે આકાશ ઉપર ઉગે છે તે ભલે પધાર!
ઓ હેરૂ–ખુટી તું કે જે પોતાની મેળે પેદા થયલો ખેપરા ઇશ્વર છે તેને નમન હોજો!

જયારે તું આકાશ ઉપર ચઢે છે અને તારી રોશનીના કીરણો ઉતર અને પુર્વ દીસાઓએ આવેલા મુલકોપર ફેકે છે, તે વખતે તું સુંદર લાગે છે! અરે ખરેખર તે વખતે તું સુંદર છેજ! અને જયારે તુંને સઘળા દેવતાઓ આકાશના રાજા તરીકે નીહાળે છે ત્યારે તેઓ ખુશાલી જાહેર કરે છે!

નેબુત–ઉંનત દેવીએ તારા મસ્તક ઉપર વાસો કીધેલો છે, અનેતારા ભવા ઉપર તેણીના દક્ષીણ અને ઉતર દીશાઓ બતાવનારા પાછળા ભાગના પાસાં હોય છે. તેણી તારી આગળ પોતાની જગ્યા લે છે. તારા દુશમનોને બરોબર કચડી નાખવા સારૂ તારી હોડીની નાળ અથવા મુખડાના ભાગ ઉપર થોટ દેવતા એ રહેઠાણ કીધું છે. જેઓ તુઆટમાં છે તેઓ તુને ભેટવાને માટે બહાર પડે છે, અને તારા સુંદર સ્વરૂપના દર્શન કરવાને જયારે તેઓ તારી નજદીક આવે છે ત્યારે તેઓ તારી આગળ નમ્રતાથી પોતાના સર નમાવે છે. અને તારો ચાટલો હું દરરોજ નીહાળુ એવી નઇયત રાખીને હું તારી નજદીક આવ્યો છું. મને (ધોરમાં) બંધ કરતો ના! મને પાછો વાળતો ના! જયારે હું તારી ખુબસુરતીઓના દર્શન કરૂં ત્યારે મારા શરીરના અવ્યવો નવા બને એવી હું ઉમેદ ચાહું છું! તે એવી રીતે કે જેમ તારા માનીતાઓના થયલાં છે તેમ! કારણે જેઓએ ખાકી દુનીયાની પોતાની જીંદગી દરમ્યાન તારી ભકતી કરી છે તે ભકતી કરનારાઓમાનો હું એક છું. હમેશગીની દુનીયામાં મને દાખલ કરવાની પરવાનગી આપ–હમેશના હમેશ સુધી તકી રહેનારી દુનીયાબી દાખલ કરવાની મને છુટ આપ. કારણ કે જુઓ મારા ખાવીંદ! આ જગ્યા તમોએ મારે માટે નીરમાણ કીધેલી લાગે છે. નમન તુને (ઓ સુર્ય બાપ!) અરે તું કે જે આકાશમાં રા દેવતાના સ્વરૂપે ઉગે છે; તું નહી બદલી શકાય અથવા જેમાં જરાબી ફેરફાર કરી ન શકાય એવા (કુદરતના) કાયદા ઉપર સ્થણ કરે છે. તું આકાશ ઉપરથી પસાર થઇ જાય છે, અને દરેક ચહેરો તુંને અને તારા આ માર્ગને સંભાળથી નીહાળે છે; કારણ કે તેઓની નજર આગળથી તું છુપાયલો રહેલો છે.

બામદાદે અને સુર્ય અસ્ત પામવાના વખતે તુંએ તારો દેખાવ આપેલો તો છેજ. સેકતેત હોડી કે જેમાં તું શેહેનશાહ બીરાજે છે, તે રોશનીની સાથે તું નુર બહાર પાડે છે; તારાં કીરણો સઘળાના ચેહેરાઓ ઉપર પડે છે; તારા લાલ અને પીળા કીરણોની સંખ્યા કદીબી જણાઇ શકવાની નથી, તેમજ ચળકતાં કીરણોની સંખ્યા કેટલી તેબી કહેવાઇ શકાશે નહી. જે કાંઇ તારામાં છુપાયલું છે તેનું માપ લેવાય તે પહેલાં તારા દેવતાઓના મુલકો અને પુન્ત દેશો મારે જોવા જોઇશે. જયારે તુ ઉપર તુ જાહેર થાય છે તે વખતે તું એકલો અને તુ ખુદ પોતેજ તું તારી મેળે પ્રગટ રૂપ ધારણ કરે છે. તું જેમ આગળ વધારો કરે છે તેમ હુંબી આગળ વધારો કરતો રહેવું એવી મને હોંશ છે. જે પ્રમાણે તું એક ઘડીબી આગળ વધતો અટકતો નથી તેજ પ્રમાણે હું એવીજ રીતે આગળ વધતો કદીબી અટકું નહી; એક નાની જેવી પળમાં તું આકાશોની બોહોળી જગ્યાઓ લખિલસક પગલે વટાવી જાય છે, જે વીસ્તાર માણસોને વટાવતાં કાંઇ લાખો બંધ લખો વર્ષો જોઇએ; આ કામ તું કરીને પછી આસાએશ લેવા માટે ઉતાવળ જાય છે. તુ રાત્રીના કલાકોની આખેર લાવે છે, અને તું તેઓની ગણત્રી રાખે છે. તું તારી પોતાની મુકરર કીધેલી મોહોસમે તેની આખર લાવે છે, અને દુનીયાપર રોશની ફરી વળે છે. જયારે તું તારા આકાશ ઉપર ચઢે છે ત્યારે રા દેવતા તરીકે તું તારૂ હાથનું કામ લઇને બેસે છે.

તારી ખુબસુરતીઓની રોબદાર લઢણ સાથે તેં તારૂ તાજ લટકાવેલું છે; જેમ જેમ તું આગળ વધારો કરે છે તેમ તેમ તું તારા અવ્યવોને વાંક આપે છે. અને જયારે ઉંચે આકાશમાં ચઢે છે ત્યારે સુવાવડની વેદનાઓ વગર તું તેઓને રાના સ્વરૂપમાં બહાર પાડે છે. બેહેસ્તકે જે હમેશગીનુ છે તેમાં દાખલ થવાની મને રજા આપ. અને જે પાહાડ ઉપર તારા માંનીતાઓ વસે છે ત્યાં જઇ વસવાની મને છુટ આપ. નીચેની (પાતાળ) દુનીયામાં વસ્તા પવીત્ર અને સંપુર્ણ તથા તુરમંદ જીવો સાથે હમકાર થવાને માટે તું મારી મુરાદે પહોંચ; ને સાંજે જયારે તું પ્રકાશે છે અને તું તારી માતાનુ આગળ જાય છે ત્યારે હું તારી ખુબ સુરતીઓ જોવાને બહાર પડું છું. પશ્ચીમમાં તું તારી જગયા લે છે, અને તે વખતે મારા બંને હાથો તારી આરાધના કરવા સારૂ ઉંચે ધરવામાં આવે છે, જયારે તું એક જીવતાં પ્રાણી માફક ગોઠવાઇને બેસે છે. જુઓ, તુ તો હમેશગીનો બનાવનાર છે, અને જયારે તું પશ્ચીમના આકાશોમાં અસ્તપામવા આવે છે, ત્યારે તારી આરાધના ચાલુ થાય છે. મેં તુંને જરાબી ડગમગ થવા વગર મારૂ અંતઃકરણ અર્પણ કર્યું છે; [કારણ કે] અરે! તું તો સઘળા દેવતાઓ કરતા વધારે બળીયો છે. અરે! તું કે જે સોનાની માફક ચળકાટ પાડતો ઉગે છે અને તારા

જન્મ પામવાના દીવસે દુનીયાને રોશની વટી તડબોર કરી મુકે છે, તેને માટે એક વખાણનું ભજન હું લલકારૂ છુ. તારી મા તુંને જન્મ આપે છે, અને તું તારા ચાટલાના ઉગવા સાથે રોશનીનો છટકાવ કરી મુકે છે. અરે તું મહાન રોશની! જે આકાશોમાં પ્રકાશે છે; તું નાઇલ નદીની અંદરના રેલના પાણીઓની મદદે કરીને અનાજ ઉગાડીને ખોરાક તઇયાર કરી તે વતી માણસ જાતની ઓલાદોને વધારીને પુષ્ટ કરે છે, અને

એવી રીતે તું સઘળા મુલકોમાં, સઘળા શેહરોમાં, અને સઘળાં દેવળોમાં ખુશાલી પેદા કરનાર કારણ થઇ પડે છે. તું તારા આંજી નાખનારા ભપકા ભર્યા દેખાવાથી કરી ઝળકાટમંદ બને છે, અને તું મીનોઇ ખોરાકો પુરા પાડીને માણસ જાતને બેવડા બળીઆ બનાવે છે. અરે તું ફતેહો ધરાવનારા અરે તું મહાન બળીઆ! તું સઘળી શકતીઓની શકતી છે, તું તારૂ તખત દુષ્ટ રાખસોની સામે ટક્કર જીલતું કરે છે. સેકતેત બોટમાં પુર દમામ સાથે બેસીને તું ઝળકાટ આપે છે, અને એટેટ બોટમાં તો તું હદથી જીયાદા બળવા

ન છે, માટે તુંબી પવીત્ર માથવાનીની બંદગી કે જે ઠેઠળની દુન્યામાં ભણાયાથી જે અસર ઉપજાવે છે તેની મદદ વડે મને ઝળકાટમંદ અથવા કીતીંમંદ બનાવ, અને મને એવી રૂડી બુધ્ધી બક્ષ કે જેથી કરી આ નીચલી દુનીયામાં કાંઇબી પાપ રહીત બનુ. મારી કસુરો તારે વીસરી જવી અથવા બાજુએ નાખવાની હુ તને વીનંતી કરૂછું. તારા નમ્ર સેવકો કે જેઓ ઝળકાટમંદ નુર ધરાવનારા સાહેબો સાથે રહે છે, તેઓમાનો એક હું બનું એવી મારા ઉપર મેરબાની કર! તા–ત્એસેરેત મા રેહુતા આત્માઓ સાથે હું સામેળ થાઉ! અને સેખત–આરૂમાં આબાદી ભર્યા અને સુખી નસીબ સાથે હું મુસાફરી કરૂ એવું ઇચ્છું છું (from the Papyrus of Ani, sheet 20 f.)

અરે તું ઝળકાટમંદ નુર હુ તુંને નમન કરૂ છું. તું કે જેને સઘળા ગુણોની પહેરામણી થયલી છે. ઓ તું તેમ–હેરૂ–ખુટી જયારે તું આકાશની સીમા પર ઉગે છે ત્યારે સઘળા લોકોના મુખમાંથી ખુશાલીનો અવાજ બહાર પડે છે. ઓ તું ખુબસુરત જીવ તું તારી માતા હાથોરમાં એક ચાટલાના આકારમાં સ્વરૂપ બદલયા કરે છે. એટલા માટે તારા ઉગવાથી દરેક જગયાએ દરેક આદમી હમેશાં ખુશાલીના ઉભરા કાઢે છે. તારી સલામી કબુલ રાખતા રાખતા ઉતર અને પશ્ચીમના મુલકો તારી આગળ આવે છે, અને આકાશની સીમાપર તારા ઉગવા સાથે જય જયકાર પોકારે છે. તું બંને મુલકોને તારી ફીરોજી રંગની રોશનીથી રોશન કરે છે અરે રા તું કે જે હેરૂ–ખુટી છે, જે ઇશ્વરી મનુષ્ય બાળક છે, તેમજ વળી જે હમેશગીનુ વારસ, પોતાની મેળે ઉત્પન્ન થયલુ અને પોતાની મેળેજ જન્મેલું છે; જે પૃથવીનો રાજા, તુઆટનો સરદાર, અને આકરતના મુલકોનો સુબો છે; તું પાણીની અંદરથી બહાર પડે છે, તું કે જે તુ દેવતામાંથી ઉત્પન્ન થએલો છે જે તુ દેવતા તુંને ઉચ્છેરે છે, અને તારા અવયવોનું નીયમીતપણુ રચે છે. અરે તું કે જે જીંદગીનો ઓદા છે, પ્યારનો ખાવીંદ છે, તારા ઉગવાથીજ કરીને સઘળા માણસો જીંદગી તકાવી રાખે છે; દેવતાઓમાં તું તાજ પહેરેલો રાજા સમાન છે. નુટ દેવી તુંને સલામી આપે છે અને માઆત દેવી તો તુંને હમેંશા આલીંગણ કરતી રહે છે. તારા સરઘસમાં નીકળેલા તારે માટે ખુશીના આવેશમાં લલકારે છે; અને જયારે તેઓની ભેટ તારી સાથે થાય છે ત્યારે તેઓ પોતાના માથા જમીનને લગાડી તુને નમન કરે છે, (કારણકે) તું આકાશનો ખાવીંદ, પૃથવીનો ધણી, સચાઇ અને ખરાપણાનો રાજા છે! તું હમેશગીનો ખાવીંદ હમેશના હમેસ સુધી તકનારી હાલતનો સરદાર, તું સઘળા દેવતાઓનો શહેનશાહ, તું જીંદગીનો ઇશ્વર, તું હમેશગીનો રચનાર, તું બહેશતનો બનાવનાર છે, જેમાં તું મજબુતાઇથી ઠરીઠામ થયલો છે.

દેવતાઓનું મંડળ તારા ઉગવાથી ખુશાળી જાહેર કરે છે, તારા કીરણો જોઇને પૃથવી માતા આનંદમાં આવી જાય છે. જે લોકો લાંબા વખતના ઉંઘના મોહોતમાં સુતા હોય છે તેઓ દરરોજ આનંદના ઉભરા બહાર કાઢતાં તારા દર્શન કરવા બહાર પડે છે.

તું આકાશ અને પૃથ્વી પર દરરોજ મુલાકાતે આવેછે, અને હર વખતે તારી માતા નુટથી (ઉચ્છેરાઇ) મજબુત બનતો રહે છે. તુ આકાશની ઉંચાઇઓપરથી પસાર થઇ જાય છે, તે વખતે તારૂ હઇયું ખુશાલીથી કરી ધબકતુ રહે છે; અને તીસ્તીસનું સરોવર તેથી સંતોષી બનેલું અથવા ધરાયલું જણાય છે. સર્પ–દઇત્ય [હવે] ઉંધો પડયો છે; અને તેના હાથો કપાઇ ગયા છે; છરીવટી તેના સાંધાઓ કાપીને છુટા કરવામાં આવ્યા છે. રા દેવતાનો ઉધર ભાવ તેની સુંદર માતા માઆતને આભારી છે. સેકતેત હોડી ખેંચાતી ખેંચાતી આગળ વધે છે અને તે બંદરમાં આવી પુગે છે. દક્ષીણ અને ઉતર, પશ્ચમ અને પુર્વ દીશાઓ તારી વખાણ ગાવાને ફરતી રહે છે; ઓ તું પૃથ્વીની મુળ વસ્તુ છે જે

પોતે પોતાની મેળે ફરતી ફરાવતી થઇ છે. **આર્ઇસીસ** અને **નેપથાઇસીસ** દેવીઓ તુંને સલામ કરે છે: તારા **બોટમાં** ચઢવા અથવા સ્વારી કરવા સાથે તેઓ તારે સારૂં ખુશાલીના ગીતડાં તાણે છે; તેઓ પોતાના હાથોવડી તારો બચાવ કરે છે. પુર્વમાંના આત્માઓ તારી પુઠે પુઠે જાય છે; પશ્ચીમના આત્માઓ તારી વખાણ ગાય છે. તું સઘળા દેવતાઓ ઉપર રાજ્ય કરનાર સરદાર છે. અને તારા દેવળના ભીતરમાં તારી અંતઃકરણની ખુશાલી છે; કારણ કે **નાક** નામના સર્પ દઇતને આતશમાં બાળી ભસ્મ કરવા માટે સોંપી દેવામાં આવ્યો છે, અને એથી તારૂ હઇયુ હમેશ માટે ખુશાળ થશે."–(From the Papyrus of Nekst, Sheet 21.)

"આ ઉપલા શ્લોકોમાના શીક્ષણ કરતાંબી વધારે બોધદાયક શીક્ષણોથી **બીસ** ખાતેની ૧૯ મી અને ૨૦ મી વંસાવલીની બાદશાહી ઘોરોની દીવાલો પર લખેલી **રા** દેવતાની ૭૫ વખાણોમાં મળી આવેછે. આ લખાણોમાં ઘણુંજ વખાણવાજોગ ગુણવાચક શબ્દો અને ગુણોની મોટી સંખયાની ટીપ અપાઇ છે, જેના અર્થ વીશેનો કાંઇક ખયાલ લાવવા સારૂ નીચેનો તરજુમો વીગતપુરી પાડશે.

(૧) * **ઓ [સુર્ય દેવતા] રા જે માન** પામેલો **સૌખેમ છે તેને નમાજ હોજો**! જે **રા** તુઆટ (પાતાળ)ના છુપા ગોળાઓનો ખાવીંદ છે, જે સ્વરૂપો જાહેરમા લાવનાર છે, તું છુપી જગ્યાઓએ આરામ કરે છે. અને તું તારી પેદાએશને **તામુ** દેવતા (જે સરંમય ઇશ્વર સમાન છે) તેના સ્વરૂપમાં બનાવે છે.

(૨).........તું પેદા કરનારી શકતી છે; જે પોતાની પાંખો ઓઢાળી રીતે પાંઢરે છે; જે તુ**આતમાં** વીસામો લે છે; જે પેદા થયલી ચીજોનો બનાવનાર છે જે ચીજો તેના મીનોઇ અવયવોમાંથી બહાર પડે છે.

(૩) તું **તા–થેનન** છે જે પોતાના દેવતાઓનો પેદા કરનાર છે. તું તે પોતે છે કે જે પોતામાં જે છે તેનો બચાવ કરે છે. અને તારા ગોળાના ગવરનર તરીકે તારી પેદાએશનો બનાવનાર છે.

(૪) તું પૃથવીપર નજર ફેંકે છે, અને **આમેનટીને** ચળકાવે છે. તુ તે છે કે જેના સ્વરૂપો પોતાની બનાવટના છે, અને તું તારા મોટા ચાટલાની અંદર તારી પોતાની બનાવટો કરે છે।

(૫) તું **શબ્દ બ્રહ્મ છે**, જે પોતાની ઉંચી જગયાએ બીરાજે છે. તું તેજ છે કે જે પોતાના છુપા આત્માઓનો બચાવ કરે છે. અને જેઓ તારામાં સ્વરૂપ ધારણ કરે છે.

(૬) તું બળવાન છે, અને હીમતવાન ચેહરાનો છે, પોતાનું શરીર સાથે ગુઠનાર તું તે પોતેજ છે, જયારે તું તારા છુપા ગોલામાં વાસો કરવા જાય છે ત્યારે દેવતાઓને એકત્ર કરનાર તુજ છે.

(૭) તું તારી આંખને તારી આગળ બોલાવે છે, અને તું તારા માથા સાથે વાતચીત કરે છે: અને પોતાની જગ્યાઓએ રહેલા આત્માઓને શ્વાસોશ્વાસ મુકનાર તુંજ છે, અને તેઓ તે પકડી લઇને તેનામાં સ્વરૂપો ધારણ કરે છે.

(૮) તું તારા દુશમનોને હણનાર છે. તુ મુએલાઓનો નાશ કરવા સારૂ હોકમ કાહાડનારો છે.

(૯) તું પોતાના ગોળામા રોશની મોકલનાર છે. તુ વળી તારા ગોળામાં અંધારૂ કરનારો છે, અને તેની અંદર રહેનારાઓ ઉપર ઢાંકણું ઢાંકનારો છે.

(૧૦) તું આકાશોમાં રહેલા ગોળાઓને રોશની આપનારો છે; જે પોતાના ગોળામાં દાખલ થનારો તે તું પોતેજ છે.

(૧૧) તું **આમેન્ટ** ના ગોળાઓને ટેકાવનારો છે. ખરેખર **તેમુ** દેવતાનું શરીર તે તુંજ છે.

(૧૨) તું **આનપુ** દેવતાનો છુપો ટેકાવનાર છે; તું **ખેપેરા** દેવતાનુ શરીર છે

(૧૩) તું તે છે કે જેની જીંદગીનો વખત તેણી કે જેના સ્વરૂપો છુપાયલાં છે તે કરતાં વધારે મોટો છે; તુ **શુ** દેવતાનું ખરેખર શરીર છે.

(૧૪) તું રા દેવતાના અવયવોનો રાહબર જેવો છે. તું ખરેખર **તેફ્નટ** દેવતાના શરીરો છે.

* ઉપલુંજ વાકય દરેક શ્લોકોની શરૂઆતમા વપરાયું છે.

(૧૫) તું શાને લગતી સઘળી ચીજોને તેઓની મોઉસમ વખતે ભરપુર બનાવનાર છે; અને તું ખરેખર સેબ છે.

(૧૬) તું તે બળવાન શખસ છે કે જે પોતાની અંદરની ચીજોની ગણત્રી રાખે છે. તું ખરેખર નુતના શરીરો ધરાવે છે.

(૧૭) તું તે ધણી છે કે જે આગળને આગળ ચાલનાર છે. તું પોતે તો આઇસીસ દેવી છે.

(૧૮) તું તે છે કે જેનું મસ્તક બીજી સઘળી ચીજો જે તેની આગળ છે તે કરતા વધારે ચળકે છે; તું ખરેખર નેફ્‌થાઇસના શરીરો ધરાવે છે.

(૧૯) તું અવ્યવોમાં સાથે ગુંથાઇ એક થયલો છે, જે સઘળું બીજ એકઠું કરી સાથે મેળવે છે. તું ખરેખર હોરસ દેવતાના શરીરો છે.

(૨૦) તું તે ચળકતો દેવતા છે કે જે એહેસ્તના (આકાશના) પાણીઓ ઉપર રોશની મોકલી આપે છે. તું ખરેખર નુ દેવતાના શરીરો છે.

(૨૧) તુ નું દેવતાનો કીનો લેનાર છે, જે દેવતા તેનામાં કાંઇ છે તેમાંથી બહાર પડે છે. તું ખરેખર રેમી દેવતાના શરીરો છે.

(૨૨) તું એ પાછલા પાસાઓ બતાવે છે જે પોતે (પોતાના મસ્તકોપર) એ પીછા રાખે છે તે છે. તું ખરેખર હુ આ આફતા દેવતાના શરીરો છે.

(૨૩) તું તારા છુપા ગોળાની અંદર જનારો અને પાછો બહાર આવનારો અને તું બહાર જનારો અને પાછો અંદર આવનારો છે. અને તું ખરેખર આઆતુના શરીરો છે.

(૨૪) તું તે આત્માં છે કે જે પોતાના નીમેલા વખતે છોડી જનારો છે. તું ખરેખર નેથટના શરીરો છે.

(૨૫) તું ઉભો રહેનારો છે, તું એક આત્મા સ્વરૂપનો છે. જે છોકરાઓનું વેર લેનારો છે. તુ ખરેખર નેતુતી દેવતાના શરીરો છે.

(૨૬) તું તારૂં માથું ઉચુ કરીને તારાં ભવા જુસ્સાદાર કરે છે, તુ મોટો છે, જે પેદાએશમાં સરવેથી બળવાન છે.

(૨૭) તું શું દેવતાની રોશની છે, જે રોશની આકરતના મસ્તક ઉપર જણાય છે. તું ખરેખર આમેનટના શરીરો છે.

(૨૮) તું તે આત્મા છે કે જે જોઇ શકે છે; તું આમેનટનો ગવરનર છે. તું ખરેખર એવડાં મંડળ અથવા ગોળાના શરીરો છે.

(૨૯) તું તેરવાન છે કે જે વીલાપ કરે છે, અને તે દેવતા છે કે જે ચીચીઆરી પાડે છે; ખરેખર તું આઆકુબીના શરીરો છે.

(૩૦) તું તારો હાથ ફેરવીને તારી આખનો વખાણ ગાનારો છે, અને તું ખરેખર છુપાયલા અવયવોવાળા દેવતાના શરીરો છે.

(૩૧) એવડી છુપી જગ્યામાં આરસ્તે થયલો આત્માં તે તુંજ છે; ખરેખર તું એનતી-આમેનટી છે.

(૩૨) તું ખરેખર પવીત્ર ઘરમાં તરેહવાર જાતની પેદાએશવાળો છે, ખરેખર તું એપરર દેવતાના શરીરો છે.

(૩૩) તું તારા દુશમનોને મજબુત જંજીરોમાં નાખનારો છે, અને ખરેખર તું માટીના શરીરો છે.

(૩૪) છુપી જગયાઓમાં તું રોશની પ્રગટ કરનારો છે. અને ઉત્પનનીના દેવતાના તું શરીરો છે.

(૩૫) તું શરીરોને ચળાયમાન કરનારો છે, શ્વાસને (દમને) અંદર લેવા લેવા માટે તું ગળાઓ બનાવનારો છે, તું ખરેખર તેબાતી દેવતાના શરીરો છે.

(૩૬) તું તુઆટમાં શરીરોને એકઠા કરનારો છે, અને તેઓ જીંદગીના સ્વરૂપે ધારણ કરે છે, તું ખરાબ બદબો વાળી રસીનો નાશ કરે છે, અને તું ખરેખર સરજી દેવતાના શરીરો છે

(૩૭) તું છુપાયલા ચહેરાનો સેશેમનેથટ છે, તું શાહુીના શરીરો છે.

(૩૮) તું બળનો ધણી છે. તું તુઆટને આલીંગણ કરે છે અને ખરેખર તું શીખન બાના શરીરો છે.

(૩૯) તું તારામાં જે કાંઇ છે તેનું શરીર છુપાવનારો છે, તું ખરેજ આમેન-ખાટના શરીરો છે.

(૪૦) તારા રસાલાના કરતાં તું વધારે મજબુત હઇયુ ધરાવનારો છે, તું નાશના ઘરમાં આતશ મોકલનારો છે. તું ખરેખર રેખી નામના આતશી દેવતાના શરીરો છે.

(૪૧) તું નાશ આગળ મોકલનારો છે અને તું તુઆટમાની તારી પેદાએશોને જીવદાર ચીજો તરીકે હસ્તીમાં લાવનારો છે. તું ખરેખર તુઆતીના શરીરો છે.

(૪૨) તું ખુઆ-તેપ, છે; અને પોતાની આંખનો ગવરનર જેવો છે; તારી છુપાયલી જગયાઓમાં રોશની આગળ આપનારો છે.

(૪૩) તું તેમત-હાતુ અને આમટાને હરીઠામ કરનારો છે. ખરેખર તું તેમત-હાતુ છે.

(૪૪) તું ગુપ્ત ચીજોનો પેદા કરનાર છે; શરીરો ઉત્પન કરનારો છે. તું ખરેખર શેશેતા દેવતાના શરીરો છે.

(૪૫) તુ છુપાયલા ગોળાઓમાં વસતાઓને તેમજ તુઆટમાવસનારાઓને જે જોઇએ તે પુરૂં પાડનારો છે.

(૪૬) ઓ ઉચ્આશઆ! જયારે તું તારા શરીરમા દાખલ થાય છે. અને તારા અવ્યવો જયારે તારા શરીરને જુએ છે ત્યારે તેઓ ખુશાલી જાહેર કરે છે અને ખરેખર તું હાહના શરીરો છે.

(૪૭) તું ઉતચાટ, બાઇનો વરૂવ એવો છે; તું તારો પ્રકાશ પુરેપુરો પાડે છે, અને તું ખરેખર તો થેનતીના શરીરો છે.

(૪૮)-તું તુઆતમા જવા માટેનો સીધો રસ્તો લે છે; અને ગુપત જગ્યા તરફ જવા ના માર્ગો મોકલા કરે છે; અને ખરેખર તું તો આઆત-ઉઆત છે.

(૪૯)-તું તે આત્મા છે કે જે આગળ ને આગળ જાય છે, અને તું તારા જડપી પગલા ભરે છે, અને ખરેખર તું તો આખયાના શરીરોછે.

(૫૦) તું તારા તારાઓ મોકલીને જે ગોળાઓના સ્વરૂપો ઢંકાયલા અથવા છુપાયલાં છે તે ગોળાઓમાંનુ અંધારૂ દુર કરી રોશની પંથરાવે છે. અને તું "હેચ્યાઆ" દેવતા ખરેખર છે.

(૫૧)-તું ગોળાઓનો બનાવનાર છે; તારી પોતાની પેદા કરનારી શકતીથી શરીરોને હઇયાતીમાં લાવે છે. તુ આરા એ હસ્તી નહી ભોગવતી તેમજ હસ્તી ભોગવતી બંને ચીજો પેદા કરી છે; તેમજ મુએલાને, અને દેવતાઓને અને પરીઓને બનાવનારો તું છે. જે શરીર મેલી-ખાટી હસ્તીમાં આવે છે તેનો બનાવનાર ખરેખર તુંજ છે.

(૫૨) તુ ખેત્રેો છુપાયલો અને અદ્રશ્ય દેવતા છે; અને જયાં તું લઇ જાય ત્યાં આત્માઓ જાય છે; ખરેખર તું આમીનીના શરીરો છે.

(૫૩) તુ આમેન્ટનો ઉબેન-આન છે. તારા ઉપરના બાળના ગુફાની રોશની તે તુ છે. તું ખરેખર ઉબેન દેવતાના શરીરો છે.

(૫૪) જે સ્વરૂપો તુઆટ (પાતાળ) માં થઇને આસપાસ જાએ છે તેમાનુ જુનુ સ્વરૂપ તે તું છે: જેસ્વરૂપને પોત પોતાના ગોળા અથવા કુડાળાના આત્માઓ ભજનો અથવા કીર્તનો અર્પણ કરે છે.

(૫૫) જયારે તારો સંબંધ ખુબસુરત "આમેનત" સાથે થાય છે; ત્યારે તુઆટમા વસ્તા ફરેસ્તાઓ તારા દર્શન કરી ખુશાલી જાહેર કરે છે.

(૫૬) દેવતાઓનું વેર વાળનારી તું તે મોટી બીલાડી છે, અને ઓચરાયલા સખુનોનુ તોલ કરનાર તું છે. તું વળી બાદશાહી સરદારો અથવા કસોટી કરનારાઓનુ પ્રમુખપદ લે છે, અને પવીત્ર ગોળાનો ગવરનર તે તુંજ છે.

(૫૭) જયારે તું તારી આંખ બરોબર રીતે ગોઠવે છે, અને તે તરફનાંપોપચાં સાથે ગોફ તેગો કરે છે, ત્યારે મીનોઇમાં મરણ પામેલાં શરીરો આંખમાંથી આસુઓની ધારપાડે છે.

(૫૮) તું ઉન્ચા ભુવનપરનો આત્મા છે, અને તારા શરીરો છુપાયલાં છે, તુ રોશનીને આગળ મોકલી ને તારી છુપાયલી ચીજો (અથવા જગયાઓ) પર નજર ફેંકે છે.

(૫૯) તું ઉંચ પદવીનો આત્મા છે; તું તારા દુશમનોને ઠાર કરી નાખે છે; તું બદમાશોની ઉપર આતશી (ગોળાઓ) ફેંકે છે.

(૬૦) તું **આઉ આઇ ઉ** છે, જે પવીત્રાઇની અંદર પોતાને છુપાવે છે: દેવતાઓના આત્મા (રવાનો) ઓ ઉપર તેં સાહેબી મેળવી છે.

(૬૧) તું સર્વથી કદીમ, મહાન, **તુઆટ** નો ગવરનર,અને પેદા કરનાર છે.

(૬૨) તું મુસાફરી કરનારામાં મહાન બળીઓ છે; માતાના પ્રતાપથી કરી તું તારા સરખા પગલાં ભરીઓ જાય છે, તું શરીરનુ ભલું કરનાર આતમાં છે, તું તો **સેનક-હરા** છે (એ-વે રોશનીનો ચહેરો છે), તું ખરેખર **સેનક-હરા**ના શરીરો છે.

(૬૩) તું તરા શરીરનો બચાવ કરનાર અથવા તેનું વેર વાળનારો છે; અને તું છુપાયલા **અમા**, [અને] **આમ-ઠા** તરીકે દેવતાઓની વચ્ચે રહીને તેઓનુ સમતોલપણું જાળવી રાખનારો છે.

(૬૪) તુ તારા દુસ્મનોની સંકડામણોનો ધણી છે; તું એક છે, તું **આપીશ**નો સરદાર છે.

(૬૫) તું ભઠીઓ સારૂ બળતા મોકલી આપનારો છે: અને જેઓનો નાશ કરવાનો છે, તેઓના માથા તું કાપી નાખરો છે.

(૬૬) તું ઉત્પત્તીનો ફરેસ્તો છે; તુ તારી ઓલાદનો નાશ કરનારો છે; તું એક છે; તારી ફવશીની મદદથી કરી તું બેઉ "**દુનીયા**"ઓને ઠરીઠામ કરનારો છે.

(૬૭) જે દેવતાઓ પોતાની ધજાઓ હેઠળ કલાકોની પાસબાણી કરે છે તે દેવતાઓને મુકરર કરનાર તું છે; જે દેવતાઓ અદરૂપ્ય અને ગુપ્ત છે; અને રામોસી અથવા પોહોરેગીર દેવતાઓના શરીરો તે તુંજ છે.

(૬૮) બેહેસ્તના દેવતા અને **તુઆટ** (પાતલ)ના દરવાજા સમાન બેવડો દેવતા **તેહેન્ટ** તે તુંજ છે; અને આત્મીક શરીરો સાથનો **બેસ્ત** દેવતા તેબી તુંજ છે. અને ખરેખર તું **બેસ્ત**ના શરીરો છે.

(૬૯) તું **આપીસ** છે; અને તારા મીનોઇ સદગુણોની ખરેખરી પેદા કરનારી શકતી તે તું છે; અને **તુઆટના** આપી દેવતાના શરીરો તે તુંજ છે.

(૭૦) તું દુનીયાને નવી (તરોતાજગી ભરી) બનવનારો છે અને તેની અંદર જે કાંઇ છે તે માટે રસ્તો મોકળો કરી આપનારો છે. જે આત્મા પોતાના અવ્યવોના નામો પાડે છે તે આત્મા તે તુંજ છે, અને ખરેખર તું **સ્મા**-તાના શરીરો છે.

(૭૧) તું **નેહી** દેવતા છે. જે દેવતા તારા દુશમનોને બાળીને નાશ કરી નાખે છે; તું આતશી દેવતા **સેતચેતી** છે; જે દેવતા જંજીરોનો નાશ કરે છે; અને ખરેખર તું **નેહી** દેવતાના શરીરો છે.

(૭૨) તું ગતીનો દેવતા છે; તું રોશનીનો દેવતા છે, કે જે દેવતા મુસાફરી કરનારો છે; તારી રોશની પછી અંધારાને હસ્તીમાં લાવનાર તુંજ છે; ખરેખર તુ **શેમટી**ના શરીરો છે.

(૭૩) તારા કીર્તી-સ્થંભવાળા ઘરમાં રહેનારા આત્માઓનો તું ખાવીંદ છે; જે જે દેવતાઓ પોતપોતાના તાલુકાઓમાં સર્વોપરી સત્તાવાળા છે તે દેવતાઓનો મુખી તે તુંજ છે; અને તું ખરેખર **નીબ-બાઇ આ** દેવતા જે (આત્માઓનો ખાવીંદ છે) તે તુંજ છે.

(૭૪)-તું પોતે બેવડો સ્ફીન્ક્ષ (Spinx) દેવતા છે; બેવડો કીર્તીસ્થંભ (Obelisk) દેવતા છે; જે મહાન ઇશ્વર પોતાની બંને આંખો ઉપર ઉંચકનાર છે તે તુંજ છે, અને ખરેખર તું **હુઇતા** નામ ધરાવનાર દબલ spinx દેવતા તે તું છે.

(૭૫)—તું રોશનીનો દેવતા છે અને જે ચીજો ગુપ્ત રહેલી છે તેઓને ખુલ્લી કરી કહી આપનાર તું છે. પોતે પોતાના ગોળાઓ ઉપરના દેવતાઓ સાથે વાત ચીત કરનાર આત્મા તે તુંજ છે; અને તું ખરેખર નીબ-સેન્કા (રોશનીના ખાવીંદ) ના શરીરો છે:-
The Gods of the Egyptians or the Studies in Egyptian Mythology, by

